# રાંધણ ઉશ્યો

લેખકનાં અન્ય
પ્રસિદ્ધ પુસ્તકો :-

૧

અચલા
પ્રણય કથા કાવ્ય
કિં : ત્રણ આના

૨

વિનાશના અંશો
માયા
બે જીવન કાવ્યો
કિં : પાંચ આના

૩

અજંપાની માધુરી
કાવ્ય સંચય
કિં : એક રૂપિયો

---

હવેપછી

૧

ધરતીને
એક દીર્ઘ ઉદ્દબોધન કાવ્ય

૨

દિનરાત
વાર્તા સંગ્રહ
(મોહન શુક્લ)

# રાવણહથ્થો

નવાં ગીતો અને કાવ્યોનો
સંગ્રહ



**સ્વપ્નસ્થ**

દોઢ રૂપિયો



એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની
બુકસેલર્સ · પબ્લિશર્સ
પ્રિન્સેસ સ્ટ્રીટ
મુંબઈ

જે શ્રમજીવી લોકે આમાં કહી શકાયાથી પણ વધુ દુ:સાહ
દુ:ખો સહન કર્યાં છે અને જેના પ્રયત્નોથી જગતનું સારૂં
હમ્મેશ વધતું રહ્યું છે. એવાં બાઇબેનોને

તેમણે મને આપેલી
સમજ અને આશાની
યાદ સાથે.

૭, ઑગસ્ટ, ૪૨.

# નિવેદન

મૂળ ઇચ્છા એવી હતી કે, આ ગીતો વગેરે મારે જ ગામડે ગામડે ફરી પહોંચાડવાં.

ભજન મંડળી અને રામલીલા જેવાં પ્રચાર સાધનથી જનતાને નવું સાહિત્ય પહોંચાડવામાં સાહિત્ય અને જનતા બન્નેને લાભ થઈ શકે એમ લાગે છે. જનતા તો જીવન વિગ્રહમાં રસ કે પ્રેરણા વગરની બનતી રહી છે, પણ સાહિત્યે માનસિક કસરતનાં પ્રતીક રૂપ બનવાને બદલે જીવવું હોય તો વધારે વિશાળ સમુદાયમાં ભળવુંજ જોઇશે.

આ ગીતોજ એ બધું કરી શકે તેમ મારા કહેવાનો આશય ન હોઈ શકે. આ તો માત્ર એક પ્રયત્ન છે.

આમાં ગીતોથી બાહ્ય રૂપમાં જુદાં પડતાં કાવ્યો પણ છે. પરંતુ એ સાથેજ પહોંચાડવા જેવાં લાગવાથી આ સંગ્રહમાં લીધાં છે.

આ બધું લખતાં લખતાં નવી કવિતા અને સાહિત્ય વિષે વિચાર આવતાં મને લાગ્યું છે કે, સાદી અને સચોટ ભાષાને જીવનના ઊંડા મર્મો સ્પર્શતાં લેખકની પરંપરાગત ટેવોજ આડે આવે છે. ગીતોનાં ભાવ પોષક લય અને બીજાં સાહિત્ય સર્જનનાં ચમત્કારિક નિરૂપણમાં પણ લોકભાષા આડે આવતી નથી.

આમ નવાં સાહિત્યને નવું રૂપ આપવામાં જેમ લેખકની ટેવો આડે આવે છે; તેમ વાંચકની દૃષ્ટિ તેને, એનાં ભીતરમાં પ્હોંચવામાં પણ આડે આવે છે.

આજે પરભાષા અને અમુક પર્યાયોની ભાષા વાંચકને વધુ સતેજ કરે છે. એ વાંચકનીજ મર્યાદા છે. નવાં સાહિત્ય સર્જનને વાંચકો પણ એ રીતે મર્યાદિત કરે છે.

જ્યારે ભાષા તેના પર્યાયોની મર્યાદામાંથી બ્હાર આવશે અને કલા બાહ્ય રૂઢી નહીં પણ વક્તવ્યનો આંતરિક નિયમ બનશે ત્યારે આજના ઘણા અણકહ્યા અર્થો જીવનને પોષક સાહિત્ય સર્જવાની બીનરોક કૂચ કરશે!

હાલની દુનિયા ભરની લડાઈ કોઈ પણ સહૃદય માણસને દુઃખ કરે તેવી છે. ફાશીઝમ, મૂડી અને લશ્કરના જોરે સાહિત્ય, જ્ઞાન અને સમાન ભાઈચારાના માનવ હક્કોને બેરહમ દમનથી દબાવી દઈ દુનિયા જીતવા નીકળેલી એ સત્તા, જગતના દલિતોનાં આશાચિહ્ન જેવાં રશિયા અને એવાંજ બીજાં ઉગતાં ચીનનો નાશ કરી રહી છે ત્યારે દરેક જાણકાર તેનો પ્રતિકાર કરવા મથે છે.

આ વખતે આપણા દેશમાં સંમાન્ય નેતાઓની અશક્તિ અને સત્તાધારીઓની ગેરવ્યવસ્થાની ધુંધવણીમાં આખી પ્રજા ગુંગળાઇ રહી છે. યોગ્ય સત્તા અને યોગ્ય દોરવણી વગર પ્રજા પીડાય છે એ તો નરી આંખે દેખાય છે. છતાં વર્તમાન પત્રો અને સભાના શોરે એ બન્ને લોક–નજરને રૂંધી રહ્યા છે!

એવે વખતે વાણી અને સારા હેતુને આરાધતો દરેક લેખક જગતમાં જે કાંઇ અંતિમ મૂલ્યવાન છે એના પક્ષમાં પ્રચારર્થે પણ કલમ પકડે તો ઘડીક ભલે પક્ષવાદી ગણાય પણ કૃતકૃત્ય તો અવશ્ય થશેજ.

એજ શ્રદ્ધાથી મેં મજુરો ખેડુતો અને રશિયા બલ્કે દલિતોના પક્ષમાં લખ્યું છે. અને એ પ્રયત્નને સમજનારા ભાઇઓને નિર્ભય બની હજુ વધુ પ્રેરક અને સાર્થક સાહિત્ય સર્જવા મારી આશાભરી વિનંતિ છે.

આ પ્રકાશન શ્રી. જગન્નાથ ડૉકટર અને શ્રી. જિતેન્દ્ર ડૉકટરનાં રસ અને સાહસને આભારી છે. તેમનો મારા પરનો ઉપકાર થોડો પણ આ પુસ્તકના વેંચાણમાંથી વળે અને વધુ સારાં પ્રકાશનો એમના દ્વારા થયા કરે એમ ઇચ્છું છું.

પુસ્તકમાં લીધેલાં અવતરણમાં કવિ શ્રી 'આરઝૂ'નું એક ગીત છે. તેમાં તેમના "અજબ" શબ્દને સ્થાને "ગજબ" મૂકવાની મારી વર્તણુક બદલ તેમની માફી ચાહું છું.

મુખપૃષ્ઠ પરનું અભિનવ ચિત્ર બેન શ્રીમતી મંજરી સૂર્યકુમાર શેઠનાં સૌજન્યને આભારી છે. તેની કલાની બધી પ્રગતિ વાંછું છું.

ભનુ ર. વ્યાસ
(સ્વપ્નસ્થ)

૨૮, જુલાઈ ૪૨.

# અનુક્રમ

## ગજબ ઝિન્દગી હૈ *

ગજબ ઝિન્દગી હૈ, ગજબ ઝિન્દગી હૈ
કિ હૈ જુલ્મ પર જુલ્મ ઔર બેબસી હૈ ॥

કમાઈ કિસીકી હૈ, કબ્જા કિસીકા
જિધર દેખિયે ઉલ્ટી ગંગા બહી હૈ ॥ ગજબ ॥

અગર રોઓ ભી તુમ, તો ક્યોં દિલ પસીજે ?
ઇન્હીં આંસુઓસે તો ખેતી હરી હૈ ॥ ગજબ ॥

ચુસાયા, કિયે ખૂન, ઔર યે ન પૂછા !
યે હોઠોંપે કાહેકી લાલી જમી હૈ ? ગજબ ॥

ગરીબોંકા ખૂન, 'આરઝૂ' જલ રહા હૈ,
અમીરોંકે ઘર હર તરફ રોશની હૈ ॥ ગજબ ॥

---

\+ ઓ ! યુગતરસ્યા જગકંઠ !
જરી તું પુકાર કરજે ધીરે,
મુજ ભેરૂ બની સશંક ઝંખતો
મને ઊભો ભવઆરે,
શો શોષ તને ભારી ? !
શે થશે દૂર ? મુજ કને માત્ર
નાની શી જીવનઝારી.

---

* કવિ 'આરઝૂ' + ઉમાશંકર જોશી.

# ઇન્સાનની મહેનત !

અહો, ઇન્સાનની મહેનત ! તને હું ગાઉં આજે !
તને હું ગાઉં ને મેળે હસે સુખ દિલની માઝે;
અમી આંખો મહીં શાં ખુશનુમા આ ખલ્ક આંજે,
જહાંને ઘર ગણી, અમ્મા ગણી જો પ્રાણુ નાચે !

કરૂં હું યાદ શું ? લાખ્ખો વરસ તેં શાં વિતાવ્યાં,
પશુથી માનવી થાવા તને શા કોડ જાગ્યા ?
મથ્યો તું જ્યાં મળી તક, ઝૂઝિયો તું એક હાથે;
અહોહો, આપખુદ આકાશ નીચે શું સહ્યું તેં !

ધરા જ્યાં ધણધણે, ફાટે, ભરખતા આગ–લાવા;
ધસી જળપૂર ઘોડા જોજનો પલમાં ડુબાડે,
વનોના દવ સિઝાડે, રેતની ડમરી ઉરાડે,
ધસંતાં પર્વતોનાં તુંગ શૃંગો જો નસાડે !

અહો હજ્જાર હાથે કુદરતે ભીંસ્યો તને ત્યાં,
ફરી તું પ્રેમ હાસ્યે ચુંબતો મુખ એ પુકારે;
"અમે નાના, ગરીબ, માતા ! અમોને જીવવા દે !"
ખરે તું જીવતો, કુદરત જીવે ઉમ્મીદ સાથે !

પડી ધરતીઃ લુભાવે ખાડ–ખબડા કૂચ કાજે,
પ્રવાસો આદમોના ખલ્કના મુલ્કો બનાવે;
અહો નાગા પગોનાં પૂર શાં શાં સ્વપ્ન પાવે?
અસીસે સીમ બાંધી આજ જો, હૈયે હુલાવે!

જમીનો જોજનોની લોહ–હાથે ખૂબ ભાંગી,
ઉતરતાં આસામાની પાણીને તેં પાજ બાંધી!
ફળોનાં બી અને બીનાં ફળોની હાર લાંબી–
ક્ષિતિજને ભેટતી જો, જીંદગીની માંગ કેવી!

અહો શા યત્ન એ! ઉન્નત થવા ઉમ્મીદ કેવી!
અજોયેલાં ફળોની ઉપાસના એ ઉગ્ર કેવી?
અને એ મોત જીતી જીવવાની હોંસ કેવી?
મરી પોતે અમર ને ઢૂંઢતી આવાહના કેવી!

કુટુમ્બો ને કબીલા, ગામ, સૌ ઉભાં કર્યાં તેં,
જીવનને ભેટ દીધી ભાઇચારાની, ખુબી એ!
પડી કુદરત જહીં બેફામ જિન્નત શું રચ્યું તેં!
રચ્યું તેં એવું જે દિલ દોરતું હમ્મેશ રહેશે!

અહો તેં કાળને કાર્યે કર્યો છે કેદ આજે,
પ્રજાઓના પ્રબળ યત્નો ભર્યા ઇતિહાસ પાને,
અને ઇતિહાસ છૂપા ઘરઘરોના, પળપળોના,–
પ્રયત્નો–મહેનતો નિષ્ફળ સફળ સહુ મૂક ગાજે!

*　　　*　　　*

સખે! તેં, આપથી આપે ખમી શા માર લીધા,
અને દિલ ખુદકશીના મનસુબા કેવા ઉપડતા!
જુલમના જખ્મ ના સહેલાઇથી જિરવી શકાતા,
ટકાવી ત્યાંય તેં આશા, ધર્યા શા જખ્મ બાંકા?

અહો, એ યત્નની પાછળ દીધાં બલિદાન મોંઘાં,
મરી જાતે જિવાડી માનવી જીવનની આશા!
મર્યું કૈં કૈં ઉમીદો આશનાઓ કૈં મરી ગઈ,
મરી ના આગ પણુ ભીતર જીવનની એવડાતી!

*　　　*　　　*

હજી તો સફળતા સ્વપ્નો તણી જુગપાર લાગે,
ઘડીભર પણુ તને, સુખ કલ્પના આરામ ક્યાં છે!
કહીં છે જિન્દગી જે જિન્દગીનું નામ પાવે–
કહીં ઇન્સાનિયત જે ધારતાં ધરતીય રાચે?!

અહો જે દૂરથી દરિયાવની લહરો ચલી આવે,
તને તરવા સપનના દેશના પેગામ લાવે;
ફરી ત્યાં ઇશ્કને બંદે ઝુકાવ્યું મોજમાંહે!
પ્રયત્નોને—શહીદીને કમીના કોઇ કાળે?

ખરે હું ગાઉં શું તુંને, મને આલમ બધીને,
અહો આદર્શઘેલા મોતપોઢ્યા માનવીને?
રડું હું આંસુ કોનાં? કોણુ સુખનાં ગાન પ્રેરે?
લડી મરવા, મરી જીવવા મને આ કોણુ, કહે છે?!

*　　　*　　　*

ધરા ને આસમાંમાંથી અવાજો સાફ આવે,
"અહો, ઇન્સાનની મહેનત! તું ઝિંદાબાદ" ગાવે,
ગયાં જે ભાઇબ્હેનો ને હજી જે આવનારાં–
ભલે હો દૂર, પાસે –પ્રાણુપાસે– સાવ આવે!

જુન–૪૧.

## મારગડા !

(ઢાળ: ભણતી શા કાનડ કાળા)

હે મારગડા પ્યારા !
મન મારાંના એકલા જાણણહારા !
હે ભવસંગાથી મારા ! મારગડા !

દિ'રાતુંની વસમી વેળા,
કાળનાં નદિયું નાળાં;
તારી હારે રિયો કાપતો ગાળા,
જોજનના જોનારા ! મારગડા !

ચાર બાજુ મારી સીમ લંબાતી,
આંખ ખૂણે રમી જાતી;
માવડીવોણા બાળની છાતી,
સુખ દુઃખે છલકાતી ! મારગડા !

સાંજ સુવાડે, સવાર જગાડે,
કોણ કરે રખવાળાં ?
એકથી બીજે થાનમેં નીભેં–
પીધાં એ અજવાળાં ! મારગડા !

ઉપર જડિયા આભલે તારા,
વંશના વંશ જોનારા;
આંખડી જ્યારે ભેટતી ચારે,
જાણતો કેં જનસારા ! મારગડા !

ભાઈ મળ્યા મુંને વડલા હેઠે,
એનું મળી નદી કાંઠે;

પ્રીત ભરી, મળી રણમાં નારી,
અમરતની પાનારી ! મારગડા !

વાટ મળી વાડ, માણસું કૂડાં,
આડફંટે હાલનારાં;
એક બે ને પડયાં મારવાં ભૂડાં
હેત ન એમ અધુરાં ! મારગડા !

દોસ્ત મળ્યા, દુશ્મન મળ્યા કૈં,
આજ બધા એક લાગે;
કોઇને કાજે કોપ મને નૈં,
મમતા આ શી જાગે ! મારગડા !

તું સરે, સરે પાય જો મારા,
થાકની આંટિયુંવાળા;
પંખિયું જ્યાં કિલોલતાં તારાં,
ઉપડે ચેતનવાળા ! મારગડા !

કાંઈ ભજ્યું નથી, કાંઈ તજ્યું નથી,
જેહ મળ્યું એહ લીધું;
સૌ સંગાથે મેંય હળીમળી
વિખ ને અમરત પીધું ! મારગડા !

હજી હજી આઘે આપણા આરા,
ગેબમાં ગુમ થનારા;
હરખે પ્રીછું પાયમાં પ્યારા
પ્રીછું પ્રાણ-રૂપાળા ! હે મારગડા !

૫-૬-૪૧

# હૈયા–ભૈયા !

(તાલ: ધા ધિનકિટ, તા તિન કિટ)

હઇશા બેલી, હઇયા ભૈયા !
ચલો, ચલો, યાર ! ચલો

પગ તૂટે, કડ તૂટતી, વાંસે–
ઝીંકયા કાળા ભાર,
ડગલે ડગલે આવતાં ગોથાં,
ઉપર ચાબુક માર ! ચલો.

ઝાંખર કાંટા ચીરતા પાની,
ધગતી ધરતી લાલ;
થંભિયો સૂરજ ચૂસતો કૌવત
પંથનો ના'વે પાર. ચલો.

હૈશા બેલી, ખેપ આ છેલ્લી,
ખાંડિયું કેરા ભાર,
આજ માથામાં ચકરું લેતી
ફરતી ધરતી ધાર ! ચલો.

હૈયા ભૈયા ! ક્યાં છે શૈયા ?
ક્યાં છ આરામ આગાર ?
પગ પડે પાછા, શ્વાસ ખૂટે મારા
આંખ ઘેરે અંધાર ! ચલો.

હુ ઇશા—બેલી ! હૈયા—ભૈયા !
હારતો ના આવાર,
સાંભળ, સીમને ભેદતો આવે
મોતનો આશ પુકાર ! ચ...

ધીર ધરો હિયા, વીર બનો ભિયા,
ખેપ છે છેલ્લી યાર!
રાતની ગોદમાં, મોતની ગોદમાં
મા ઓલાવતી બાળ. ચલો.

૪/૫-૬-૪૧.

---

## વિશાખી વાયરા

વિશાખી વાયરા વાયે રે
દાગ્યા દવ દિશદિશાએ
સૂકેલી શાખમાં કોયલ કેમ કળાયે રે.–વિશાખી.

ખરેલાં પાંદડાં પાયે રે
ઓચીંતા ઊપડયાં, જાયે
અહોહો, પૂર જો ધાયે કયાંય ઓ ક્યાંયે રે.–વિશાખી.

ધરાની હાંફતી છાતી રે
દેખાતી ઝાંઝવાંમાંથી
ફૂદી ફૂદી કાંકરી કાળી સીમની ગાયે રે.–વિશાખી.

ધગેલી એ ધરતી માથે રે
જુતાડી ધોરિડા સાથે
હલ્યા હળ ધધરી કીધું ભાંગતી ભોંયે રે.–વિશાખી.

નથી કસ ધરતી ગાયે રે
નથી રસ જિન્દગી ગાયે
બધાં બી પ્રેમનાં ગયું કોણ જલાવી રે?–
વિશાખી વાયરા ગાયે. વિશાખી.

૧૨-૪-૪૧.

# ગાઈ ઉઠો જગ-ગાયકો!

[એક અભ્યર્થના]

ગાઈ ઉઠો જગ-ગાયકો!
ગાઈ ઉઠો નમ મંદ્ર સાચા ધીર વીર સ્વરે.
દિગંતે
પ્હોંચતા, અંતર સ્વરે
ગાઈ ઉઠો!
-ભેદી સકલ આંતર કલહ—
જગના કપટમય ગાયકો
ગભરાવતા ગીતો:-રુધીરનાં પાન
તાતા અગ્નિ, કાળાં કર્મ ને અંધારનાં.-
ત્યાં વાંસળીના સ્વર સમાં,
ઊંડાં ચમનનાં પ્રાણનાં.
સૌમ્ય સાચી ધીરતાને વીરતાનાં
ગાન, જેમ ઉષા ફુટે,
ને વાયુની લહરી જગાડે,
પરિમલો કલિઓ છૂપા,
ભરો ગંભીર સુધીર સૂરે
જગ-ગાયકો ગાઈ ઉઠો.

કો' લઇ ગરુડ, કો' સિંહ, અશ્વ, વરૂ,
અનેરા ઓપના,
કો' રંગ લઇ શાંતિ તણા
કો' નીલ, કાળા, ધર્મના,
કો' ...રે હજુય તમે હૃદયના ધર્મીઓ!
આ પ્રેમ-માનવતા તણો
શી વિધ પરાજય રે સહો!

કવિઓ! અરે, ઓ! ગાયકો!
માનવ તણા ઓ એકલા અંતર-ગુરો!
ગુરુ-ભાર દમતા વિશ્વને
વાદો અને ઝેરી પ્રચારોના,
તમે કંઇ ગાન હાથ હલાવજો!
તમ યુગ-વદ્યાં કલ્પન અને ચિંતન તણાં
આંતર કલહની પાર જોતાં દર્શનો,
આ સૌમ્ય શાંત ધરા તણાં
પશુ પંખી ભાંડુ સાથ માનવ જીવનનાં એકત્વનાં,
અન્નનાં ઔદાર્યનાં,
વાદો તણાં ખોટાં, ભભકનાં, ફૂલ છોડી
આ મૃત્તિકાની આર્દ્રતાની હૃદયસ્પર્શી સુગંધમાં
એકત્વ કો' અંતર વિષે પ્રકટાવતા,
નિત નિત અમાન્ય રહેલ નભની સૌમ્ય,
વિસ્તૃત કલ્પના
જનહૃદયમાં ઉતારાવતાં
ગાઓ! ઉષાનાં ગાન ઓ જગ-ગાયકો!
શેની અશ્રદ્ધા?

૧૬૯૯૩

જનતા તણી આ રૂઢ આશાહીનતા
એ ના અમાનુષ હિંસ્રતા!
એવા અદય આરોપથી
ના ક્લેશ અંતર ભારતા
હારો ન હિમ્મત, લોકમાં.
કો' અન્ય સૂર અસંભવે
સૌ હિંસ્ર સ્વર અનુસરી રહ્યાં.
ગાઓ! તમારાં ગાન,
શાંતિ પ્રેમ ને કલ્યાણનાં—!
ગાઓ, ગુરુ! બંધુ! સખાઓ!
ભૂતનાં સહુ ગાન તરતાં જે હવામાં
આવી સૂર મિલાવશે મૃત સખ્યનાં!

ગાઓ, અહો! જગ—ગાયકો!
લાખો ચરણ થંભી જશે,
જોશે ખચીત કલંકહીણું
હાસ્ય. ને સુણશે નભે
પંખી સમાં ટહુંકત આત્મનાં સ્વનો!
સંસ્કાર પદ્મ બિડાયલું
દેખો! ફિરેફ઼ો! ગાયકો!
ગાઓ! સુરભિનાં ગાન,
વિકસિત થવા તત્પર હલહલો!
ગાઓ—અકંપિત સત્ય સ્વર
અંતર તણા,
અંતર તણા સ્વર જીવ ઓળખતાં જ
સાથ ગહેકશે!

ગાઓ! તમારાં ગાન મંગલ ગાયકો
પ્રેરે ગગન જલનિધિ જલો
પ્રેરંત ત્યમ આંતર બલો
ગાઇ ઉઠો! જગ–ગાયકો! ગાઇ ઉઠો!

૧૩–૧૦–૩૮.

---

## વેદના

વેઠી'તી વેદના:
વેઠી'તી રામે ને
વેઠી'તી પાંડવે,
જિવતરમાં પાંચ દિ' પડેલી એવી—
વેઠી'તી વેદના!

વેઠી'તી વેદના:
વેઠી'તી ખેડુએ,
વેઠી'તી મજૂરે,
શ્રમથી રળનાર સૌ જુગ જુગનાં લોકે
આખાં તે આયખે અધૂરી એવી—
વેઠી'તી વેદના!

અમને નવાઇ ના:
વેઠે છે વેદના!

૨૦–૩–૪૧.

# ભઠ્ઠીઓ

ઉદાસી એક દિ' સાંજે રે ઊભો હું ઘરપછીતે,
છીંડેથી નીકળી કેડો ચડતો ધારે જાય અસીમે રે- ઉ

ઊભું પેલું ઝાડ વળાંકે બાળભેળાડુ પ્રાણને પૂછે-
દૂરે તારી નજરું ઝાંખે કે' મને, શું એ સુખને પૂગે રે?

હજી મારી આંખડી દોડે વિસામો વ્યર્થ ઢૂંઢે
લંબાતી સૂખરી ભાંગી ધરતી, મેલાં આભ ઝઝૂમે રે-

વરસો કેટલાં વીત્યાં હે-અમારાં છાપરાં ધોતાં
ડેલીને મારગે ગયાં કેટલાં ગાડાં માલની સોતાં રે-

ઉરે છે ખોટ શેની? સદાની ચોટ શેની?
અમારા જીવ ને કોરી ખાય અહોરાત વાસના શેની રે?

જ્યાં જ્યાં મારી આંખડી જોતી, છાની મારી માવડી રોતી;
અમારી મ્હેનતોનાં ફળ કાજે મળે રેખ ના ગોતી રે!-

અરે આ દુનિયા પ્યારી, પડી છે છેક નોધારી,
અમારા બાળહયામાં એજ ભઠ્ઠીઓ ભડકે જારી રે!

જુન. ૪૨.

## સમરથના પ્રતાપ

સમરથ સંગે નોય બેસણાં,
મોટા સંગે નોય ચાહના,

એથી મોટા મોટા થાય,
નાના નાના રે'તા જાય,
કરિયાં લેખે નાવે કાંઈ— સમરથ.

જાત સોંપીને નોય ઝૂઝવાં,
કોઈને કીધે નોય કોપવાં,
એનો અરથ ન કાંઈ,
એમાં સચાઈ ઝંખવાય,
સાચનાં ધિંગાણામાં ભાઈ,—જાત સોંપીને.—

સમરથને ખપ શેના સાથના?
એને શેની તારી કામના?
એને 'એલી' નામ જોઈ,
એને આપ કામ હોય,
પછી ફોક સંધી હોય—સમરથને ખપ તારા બાહુના

સમરથને ખપ તારા બાહુના
એને અક્કલે ન જોઈ,
એના હિઠ્ઠામાં ન કોઈ,
એક આ સત્તાની સોઈ—ઇ સમરથ કાજે તે મરવાં
શાં ભલાં?

ડીસે. ૪૦.

## ગોઠિયા મારા!

હે ગોઠિયા મારા!

સાંભળજે આ વાત, કાળ બપોરની વાત,
એક દિ' ખેતર ખેડતાં ઉઠયો અંતર એક ઉચાટ!

હે–ગોઠિયા મારા!

હળના ચીરા ખમતી કાળી જોતાં માટી–પાટ,
આંખ મારી અંતરની પ્હોંચી મોતને સામે વાટ!

હે ગોઠિયા મારા,

કાળ કૃણીએ લખીયલી જે ઢેફે ઢેફે વાત,
આંહિ મરેલા બાપદાદા રે, જીવ્યા શેને માટ?

હે ગોઠિયા મારા,

લોકલોકોના થોકથોકો ગયા કેટલા સામે વાટ,
તોય પડી આ ધરતી સૂની, સૂની વગડા વાટ!

હે ગોઠિયા મારા,

લાખ આયખે નરકને પણ સ્વર્ગ ન કેમ કરાય?
સ્વર્ગ જેવી આ ધરતી ઉપર નર્ક ભર્યાં કાં ભાઈ!

હે ગોઠિયા મારા,

આજ જોઈ મેં ઢેફે ઢેફે મુડદાં–માનવજાત,
આજ વેરાનના વાયરા ભટકે–રોતા હૈયાફાટ!

હે ગોઠિયા મારા!

મે. ૪૨.

# ગુનેગારોનું ગાન

(ગઝલ)

ભાર આ નિતભારથી બરડાય વાંકા વળી ગયા,
દિન રાત ઓ–પળ પળ, અમે મનમૂઢ થાવા મથી રહ્યા,
મોતની કાતિલ નજર ચોંટી અમારાં ચિત્તમાં,
રે તોય આશા! સ્વર્ગ શાં જોતા અમે જીવી રહ્યા?

અમ ઢોર ના, ચોરી લબાડી લૂટ એ અંજામના,
આ પેટના માર્યા અરે, ધૂળમાં જરા ઊભા થવા
વા આ ગુલામી ભૂલવા એ ઘડી બહાદર થૈ જતા,
સારી જહાંને આ શરાબી શાપથી નવરાવતા!

પણ ઢોરના આ દિલ થયાં, બૂરાઇના અમ કેફમાં
આ જિન્દગીનાં નામ પાછળ એક આશા ધારતાઃ—
ક્યાં એ જગત જે બાળપણુમાં કહી ગઇ અમ્મા સદા?
મરતાં પહેલાં એક દિન જે જોઈ નેના મીંચવાં!

૨૯–૧૨–૪૦

# શ્રમના શ્રાપ

(ઢાળ: એક સમે હરી ગોકુળીયાંમાં......)

એક સમે ઘર ઘર ભરીને અન્ન અમરત છલકતાં,
આજ અમારે આંગણેથી કાગ પણ ઉડી ગયા !

એક સમે મે'નત કરે એ પામતો સુખસંપદા,
આજ અમારે તન તોડીને પાપનેજ ·ઉશેટવાં !

એક સમે મનખા જલમ આ ધન્ય જિવતર લાગતાં,
આજ અરથ બધા ગયા આ દિવસ ગણવા દોહ્યલા.

આજ રાજા વ્યાજિયા ધનડુંગરા પર માલતા,
લાખ મરતાં રઝળતાં પણ નરપિશાચ ન કંપતા

આજ ભલે સખદખ અમારાં કોકના હાથે રહ્યાં,
આજ ખાલી પેટ દાબી ખમી ખાવાં જોતરાં !

જાત વેંચી પછી શાનાં હોય જિવતર જીવવાં ?
કાલ છૈયાંનેય વેચી કયાં સરગો પામવાં ?

કાલ પણ...એ કાલ પણ ના સહન કરવી વેદના,
કાલ કાળી રાત તેમાં મુક્તિહુતાશ જગાવવા !

આજ ઓગઠ શાં ભલાં કાલે થશું સઉ રાખ હા !
કાલ દુનિયા લીલી કરવા કામ આવે આયખાં !

જાન્યુ'. ૪૧.

## અમે જગતના રાયા !

અમે જગતના રાયા ઓ ભાઇ,
ધરતીના સહુ જાયા !
સાથ જીવનમાં સાથ મોતમાં
૧ અમે ન એકલવાયા.— ઓ ભાઇ !

આ સુખસંપત મ્હેનત કરતા
માનવનાં મઝિયારાં;
સુખ ઘડવા, દુઃખ સ્હેવા સાથે
૨ જગના પટ હરિયાળા !— ઓ ભાઇ !

મશીન મોટાં, ને ઓજારો,
ઉદ્યમના રથ સારા,
દુનિયાના વ્હેવારો સઘળા,
૩ હલવે હાથ અમારા !— ઓ ભાઈ !

દેશ દેશનાં સુખનાં સાધન
બજારમાં પથરાયાં,
સુખ પણ વેપારોનાં જડએ
૪ વચ્ચેથી ભરખાયાં !— ઓ ભાઈ !

અહો, આપણે જગ- ઘડનારા,
સહુ નીચે ખડકાયા;
ઉપર ચાલતા આ વ્યભિચારો
૫ સે'શો ક્યાં લગ ભૈયા !— ઓ ભાઈ !

ઓ, સંસાર સુખો ઘડનારા!
જુગ જો, જાતા ચાલ્યા,
દુઃખદળી દુનિયામાં તારી
૬ આશ તુંજ છો પ્યારા!— ઓ ભાઇ!

મે'. ૪૨.

---

## મૂંગો મર માં!

(ઢાળ: "એકલો જાને રે" ને મળતો)

મૂંગો મર માં! મૂંગો મર માં!
મૂંગો મર માં! રે–એલા, તું મૂગો મર માં!
કદિકને નાશ ઊભો રિયે બારણે તયેં
મૂંગો મર માં!
ઘાવ દે જે, પડકાર તું દે જે,
દે જે તીર યા થોથાં,
પણ તું મૂંગો મર માં!
ન્યાય કે' છે મરદાનગી કે' છે:
ખાલી ખમી ખા માં!
અરે તું મૂંગો મર માં!
જિવતર એકજ, મોત છે એકજ,
સાચ માટે આવાં ટાણાં કોકજ!
તયેં કાલ ને પૂછજે માં!
અરે, તું મૂંગો મર માં!—મૂંગો.

૫–૬–૪૧.

# જગજ્જનનીનું હાલરડું.

( ઢાળ: ગરવાને માથે. )

ધીરે ધીરે કાળ ઉંબરે આવજો!
એ અમૃત વેલીનાં નવતર ફૂલડાં!— ધીરે.

કઈ દુનિયામાં ઉતરો મારાં પેટ હો,
કઇ આશાએ હૈયે તમને બાલુડાં!
કોણે દીધા આદેશો અહીં આવવા?
કોણે સીંચ્યા સંસારી–શું સ્નેહ આ?— એ.

વીત્યાં વરસો રણવગડાની વાટમાં,
ખોયાં એવાં અણબુઝ અગન ઉચાટમાં,
ખોયા કેડા સુખના સોનલ–દેશના,
ખોયાં પેલાં વ્હેણ અમર આનંદનાં!— એ.

ફેલાયાં જો, હૈયા–સૂનાં હાટ આ,
ફેલાયાં જો અલુણાં ધરતી માત આ,
ફેલ્યાં સાથે નિર્દય છત્તર આભનાં,
રઝળે જો, રણરસતે માનવ વ્યાકુળાં!— એ.

સોસાતી છાતીમાં ધાવણ પાતળાં,
શી ભૂખે રે, ધાવો વ્હાલાં! આટલાં?
અનજળ ખૂટયાં દુનિયાના વસનારનાં
એવે ટાણે જનમો કાં હિમ–ઘેરતાં?— એ.

દુર્બળની દુનિયાના દુર્લભ દેવતા!
શેણે તારી આંખોમાં અંગાર આ?
શું તારે... ના નહિ કહું અવળાં વેણ હાં!–
મારી બીકે તાપ ન તમના ભારવા!— એ.

ઝૂકો, વંટોળો શા વગડા-વાટમાં,—
મોત-હથેલીમાં રમનારાં પોચણાં !
આવો ને લાવો અગનોનાં આયખાં
આ અમૃત વેલીનાં નવતર ફૂલડાં !— એ.

૯-૧-૪૨.

---

## હાલો, હાલો !

હાલો, હાલો !
ધરતીની ધાર,
આકાશી ધાર,
લોહી-ખરડાઇ ભાઈ, હાલો !

આંખો સંસાર,
સળગે આચાર,
મમતાની ગોદ મેલી, હાલો !

નાનાં ઘરબાર
મુજ તુજના પ્યાર
છોડી શરણુંની જાળ-હાલો.

રાત બને કરાળ
ઘેરે જગ-પાળ
સતના રખવાળ બની-હાલો !

જાલીમની વાર
ડંખતો સંસાર
આવે તે વિકટ કાળ. હાલો.

દાનવની જીત
સ્હેશો શી રીત ?
જગની આશાના લાલ ! હાલો.

પાપોની આગ
સાચાની રાખ !
વસમી એ વાટ કાજ-હાલો !

જુદ્ધોના અંત
જનતા જયવંત !
રચવા એ સુખ અનંત હાલો !

દૂર છે નિશાન,
ઝૂઝજો જવાન !
હાલો હો હિંદ પ્રાણ હાલો !

૧૧-૧-૪૨.

# એક એક ડગલે

( સ્વર: ભીમપલાસ; તાલ: દાદરો. )

આ એક એક ડગલે પાસે મુકામ આવે,
એ એક ભાન કેવાં બળ અંતરે જગાવે!
મારગની જાણ એને, છે કોણ જે રૂકાવે?
ડગ ડગ અચૂક બઢતાં જનતાની મુક્તિ લાવે!
— આ એક. —

એકેક દોસ્ત આવે,
કર કેટલા મિલાવે!
જો, સૈન્ય મહા જાગે, ફરી કૂચ રહ્યું આગે!
— આ એક. —

અકેક દંભ ઉખડે, રોશન નવી દિખાવે,
રોશનની પ્યાસ બઢતાં દિલ જંગમાં ઝુકાવે!
અકેક વિઘ્ન હટતાં રસ્તા વિશાળ થાએ,
અકેક જખ્મ સ્હેતાં દિલ શૌર્ય ગાન ગાવે!
આ માનવીની આશા!
આ મુક્તિની પિપાસા!
પ્રલયોની પાર જેનાં નયનો ઉષાઓ પાવે!
— આ એક. —

૩૦–૪–૪૨.

## જાગ, હો હિંદવા!

જાગ, હો, હિંદવા! સમર બોલાવતાં
મુક્તિનાં માગણાં નો'ય બાકી,
સપન જોયાં ઘણાં ભૂત-ભભકા તણાં
આજ તલવાર ધર તીક્ષ્ણ-બાંકી!

આ પરાધીનતા, દૈન્ય, કંગાલિયત,
સીતમ સામેય આ શી સબૂરી?
ઘર નહીં, કેદ આ; અન્ન નહિ, ધૂળ આ,
યાતનાઓ હવે શી અધૂરી?

કેમ સબડે તું દાસત્વનાં દૈન્યમાં–
ભય હજુયે ન છૂટે? અભાગી!
જીવતાંજીવત આ મોત આવી ગયાં
જીંદગી એવી શું વ્યર્થ લાગી?

રંજ કર, રોષ કર, કૈંક પ્રતિકાર કર,
છોડ આ મોતમીઠી ઉદાસી;
પ્રજાઓ માગતી ભાવિની જીવવા
દ્રોહ એને ન દેતો વિમાસી,

ધર્મનાં ઝેર ધીમાં, રગેરગ ભર્યાં
કાં રહ્યો આપ મરવાનું માગી?
ન્યાયની આગને ભીરુતા બારતી
શી તને આ સદી ગઇ ગુલામી?

ધન તણા રાફડે સાપ ફૂંકારતા,
મારતાં જો દયા પ્રાણ જાગી;
લોહી ધૂપાં ચુસાતાં ગરીબો તણાં
દિવ્ય એ ક્યાં દયાઓ સુકાણી ?!

દંભી તું! પ્રેમ બ્હાનાં નીચે પોઢવા
સત્યનો ઉદય શકતો ન સાંખી,
આજ માલિકી ઉદ્દંડ થઈ મ્હાલતી
કાયરો ત્યાં કરે સ્વર્ગ ઝાંખી !!

જીવન જો, માગતું જીવન. ઉઠ, વ્હાર કર,
માનવી વંશને લે બચાવી,
આજ પડકાર, તારીજ નાનાઇને
આપ તક, સમર હાકે જગાવી !

પ્રેમ અવતારવા જગતસુખ સર્જવા
માણસે હોમી જુગજુગ જુવાની,
એ બલિદાન એળે જવા તું ન દે,
મુક્તિ શું માંડ મ્હોબત દિવાની !

તેં સહ્યા જખ્મ એની જરા ના નથી,
માનવીને ન એની નવાઈ,
પણ અહો, આપ કાજે દયા માગવી
દર્દની એ ખરી ના દવાઇ !

સહન કરવા મહીં, જખ્મ ખાવા મહીં
એવી તે મળી ગઈ શું વડાઈ?
જીવન કાજેજ આ, જીવનને જીતવું
એજ સાર્થક કરે સૌ બડાઈ!

સમર બોલાવતાં જાગ, હો, હિંદવા!
મુક્તિનાં માગણાં નો'ય બાકી,
ન્યાય જો નોબતે ધાવ–પોકાર દે,
શસ્ત્ર સજ, સમય સાહી, સુભાગી!

જાન્યુ. ૪૧.

# રશિયા પર ફાસીસ્ટ આક્રમણ વખતે

સૂતો રે જગાડ્યો મારો સાથીખો !
જાગ્યો ઘટમાં વિરાટ
કેમ રે, દબાવું સતના કોપને !
છાતી ફાટંફાટ ! —સૂતો રે—

દુનિયા ઘડતો'તો મારો સાથીખો :
ખેડી ધરતી અફાટ,
કોડુંના જિવતર સાટું એકલે
કીધી બીની બિછાત, —સૂતો રે—

ઈ–રે ડોલંતાં લીલાં ખેતરૂં
જેમાં દુનિયાની આશ,
ઊંધું ઘાલીને કોસું ખેંચતો
એને ન્હોતી નવરાશ ! —સૂતો રે—

અસુરે આવીને ભાલા ભોંકિયા :
"ઉઠ રે, દુખિયાના દાસ !
"તારાં દાતરડાં મારે કામનાં
"મારે ઘડવો ઇતિહાસ !" —સૂતો રે—

એવે રે ઝબક્યો મારો સાથીખો
આંખું લાલમલાલ :
"ફટ રે, ગોઝારા માણુસ જાતના !
"હું છું કપટીનો કાળ !" —સૂતો રે—

આવા સંગ્રામે ડુબતાં લાગશે
સતનાં– મુગતિનાં વ્હાણ,

રાતું અંધારી તોય તૂટશે,
ઊગશે ન્યાયના ભાણ! —સૂતો રે—

જેને જેને રે હૈયે સાંઘ્યો
ઊઠ્યા હાલકલોલ!
અસુરીભારેથી દુનિયા તારવા
છેલ્લો જિવતરનો કોલ —સૂતો રે—

( + ભાણો કે' છે, 'એલા ભગતડા! *
'સાચું સત આ કે'વાય
જુલમું જોતાં જે હૈયે જાગતું,
'લડતું જ્યાં જ્યાં અન્યાય!') —સૂતો રે—

નહિ રે આકાશી મારો સાંઘ્યો,
નહિ રે પાણે વસવાટ,
હૈડે હૈડે એનાં આસનો
આ તો જનતા વિરાટ! —સૂતો રે—

અસુરે છો ને અંગ છેદિયાં,
ભેદી નવચક્રી વાટ,
નહિ રે જાશે અહીંથી જીવતો,
આ તો મોતના ઘાટ! —સૂતો રે—

'કાળો' ० બોલે ને જીવતર દાખવે:
ચૂસણહારાની વાટ,
આવી રીતે હાથે વાળશે
પોતે પોતાનો દાટ! —સૂતો રે—

૧-૭-૪૧.

---

+ ભનુ * ગાંધી ० કાર્લ માર્ક્સ

# મનડું વિચારે

મનડું વિચારે, મારું મનડું વિચારે :
ધરતીની ધારે જ્યારે નદિયું રગતુંની ભાળે,
* સંસારી સાવજડાની લોથું રે ભાળે,
કમોતે મરતાં જોતાં જોબન વિચારે. —મનડું—

મનડું વિચારે, રૂંધ્યું મનડું વિચારે :
સુખના સંસાર રચવા મરજીવા મરતા જ્યારે
દુઃખના દેનારા ત્યારે મ્હોલુંમાં મ્હાલે કાં–રે ?
ભૂંડાની ભૂખે સારા સળગે સંસારે ! —મનડું—

મનડું વિચારે, કોપ્યું મનડું વિચારે :
કચરા કૂચાના ખાતર ખેતરને જોયેં જ્યારે
ફુલનાં ખાતર કાં જોયેં માનવ સંસારે ?
ફુલને બાળીને ફળ ના આવતાં ક્યારે ! —મનડું !—

મનડું વિચારે –ઓરે– મનડું વિચારે !
આરે ભીષણ ભોગે જો, કપટી કલ્લોલી નારે !
વસવસતાં હૈયે મારે ઝાળું ઝકોર જાળે !
દુઃખના દેનારા મારી મરવુંજી મારે ! —મનડું—

૫–૧૨–૪૧.

---

* જીવનનું ઉપાસક રક્ષક લાલ સૈન્ય

# જાપાની ઓરુમ્બવર્ષાથી ડરતાં દિલને

જેને રે એકવાર ચાહી
જીવન કાજ સાહી
એ ભૂલવી સ્હેલી નથી રે !

ન શું દિવસો ઉદાસ ગયા ડૂબી
ને મેઘમાલ ઝૂકી ?
એ પ્રીત એમ છેલ્લી નથી રે !

આજ યુધ્ધે દિશાન્ત ગોરભેલી
મા ભારતી પડેલી,
અમારી એ મટેલી નથી રે !

જેમ આવે અઘોર ઘોર વેળા
ન જાણું ક્યાં છૂપેલાં
મમત્વ એમ હેલા હિયે રે !

ખડા કીધા વસવાટ કાજ કૂબા,
જિવંત આજ ઊભા
ઉરેથી કોઇ જુદા નથી રે !

મને આવે છે યાદ કૈંક એવી
ત્રિકાલ સાથ જેવી,
જુદાઈ હવે સ્હેવી નથી રે !

મને ક્હેતી હજાર આંખ આજે
શું પ્રેમ કાલ કાજે ?
એ આજ મારે ખોવી નથી રે !

જેમ પ્રલયોની ઘોર આંધી ભાંગે
ને જન્મ નવો જાગે
ઘડે છે મને એવી ઘડી રે!

૨૦-૨-૪૨.

---

## કૂચગીત

(ઢાળ: કાંગ ખેતર ગ્યાં’ તાં)

કૂચ કરો, કૂચ કરો!
અદમ કદમ કૂચ કરો!

ધબકાવી ધીંગી ધરા
ડણકાવી ડુંગરા

સ્વાધીનતાના વીરબંદા હો, કૂચ કરો!
ગજવી આકાશમાં પડછંદો કૂચ કરો! —કૂચ.

એક તાલ, એક ચાલ;
એક તાન એક ધ્યાન.

હાથોમાં હાથને ભિડાવી ભાઇ, કૂચ કરો,
હૈયાં હો સાથમાં મિલાવી ભાઇ, કૂચ કરો! —કૂચ.

અંગઅંગ જંગરંગ
મુગતિના મનઉમંગ

જુધ્ધે ચડિયાજી સંગ સાવજડા, કૂચ કરો,
મરજીવા હો— અઠંગ, મસ્તાના! કૂચ કરો! —કૂચ.

૧૩-૧૦-૪૧.

# અહિંસકોને

અમોને બંદુકો કે ખંજરોની સાથ જોઈ ભાઈ!
ખૂની કે લોહીના તરસ્યા, રખે તું માની લેતો!
અને દુઃશ્મનની છાતી ભીંસતા બેરહમ જોઈ ભાઈ,
પશુ કે નીચતા–વારસ, રખે તું માની લેતો!

અમારી જુગજુગોની મ્હેનતો સંસાર ઘડવાની,
અમારો પ્રેમ!...છૂરી ખાધી પાછળ, ભાંડુઓની!
દગલબાજી, હરામી, મૌજની હેવાનીયતને
હજારો વર્ષથી લીધી સહી બસ ભાઈચારે!

અહો એ સહન કરવામાં,
મરી દુઃશ્મન જીવાડ્યામાં:
અમારી આશ અન્તે ઝેર ને વીસરાવવાની,
બની કાતીલ કટાક્ષો ચમકતી બંદુક નળીમાં!

અહો એ યાદ!
હતે બેયાદ!
હતી તે દિન બની આ ઝિન્દગી ખાલી ધરેલી,
અહો, પોપંત મીઠાં અન્ન તેદી' ધૂળ લાગ્યાં!
ગઈ જડમૂળથી ઉખડી અમારી સર્વ શ્રદ્ધા:
સુખો, સારાંપણાંની, સાચ અન્તે જીતવાની!

અમે,—ઓ!—એજ ભયથી આજનાં હથિયાર ધાર્યાં
ભલાઈ જો ખતમ થાતી, શી માણસ માટ આશા!
ભવિષના અંધકારોમાં સબડતી સૌ પ્રજાઓ
જુલમ ને ત્રાસ પર હેવાનિયતના અટ્ટહાસો!

અમારાં રોષ–રાતાં નેન નીચે આંસુ છૂપાવ્યાં ધગેલાં !
નિરાશાના જખમની યાદ કહકે કેવડાં ઉંડાં !
અહો, એ કેમ કહેવી ?
અને શી રીત સ્હેવી ?
'ભલાઇ જૂઠ' કૂદેતી જુલ્મની ભાલાઅણીયે કેમ સ્હેવી !
અમે ખંજર ઉઠાવ્યાં, ગોઠડી ના સ્હેલ એવી,
અમે દુઃશ્મન હણી હણતા અમારી આશા છેલ્લી,
અમારાં લોહીભીની છૂરીઓ ચમકે અનેરી !

— અમોને. —

૬–૧–૪૨.

# જેટ્લી વાર.

જેટ્લી વાર જોઉં તારી સામે કે મંન મારૂં મોહી પડે રે!

ભલે જોયું અજાણે કે જાણે, રે ટાણે કે કટાણે,
વીતી હોય રતરત પૂરી કે ઘડીયે અધૂરી—મંન.

ઘડી આંખોમાં એક વીજ દેખી અનોખી ચીજ પેખી
વળી ઉતરે જ્યાં લટ કૈં નિચેરી કપાળચાંદ ઘેરી—મંન.

ઘડી સરકે છે હોઠ મશ્કરીના અજાણ રંગભીના
વળી વંકાતા ખીજમાં નકામા, દિલે શા ઉધામા !—મંન.

ઘડી જોઉં ભાલ બિંદી એક નાની, કહેતી વાત છાની.
વળી પૂનમના ચાંદની નિશાની અજીબ રૂપરાણી! હો—મંન.

તારૂં હૈયું આ હેતથી હિલોલે, દરિયાવદિલ ડોલે!
આંખ અટકે ને પ્રાણ ચડે ઝૂલે જોવાનુંય ભૂલે—મંન.

તારાં પગલાં અનોખી ચાલ ચાલે, રહ્યો હું પછવાડે,
તને દીઠી મેં ઘડી એક માળે બીજીએ આભગાળે—મંન.

૨૮–૧૦–૪૧.

# મોત જો મોઢે લખ્યાં!

મોત જો, મોઢે લખ્યાં!
ભાવિની આશા વિહોણાં,
આજનાં અકરાંતિયાંનાં મોત જો મોઢે લખ્યાં!

આજે બજારે, બાગમાં, દારૂ–દુકાને, દ્વારમાં,
વેશ્યા મુખોને ચોટતાં,
મોટરો ભરપુર, થૈ ચકચુર, ચીસો નાખતાં,
નાગરિક સંસારમાં કેવાં અજાણ્યાં!
તોય છૂપી જીંદગીની યાદ શાં!
મોત જો, મોઢે લખ્યાં!

તડકા બધે હસતા હતા,
સ્વચ્છંદ ખૂણેખાંચરે કચરાકુચ્ચા પર નાચતાં,
તીખાં કિરણ તપતાં હતાં!
સૈનીકના ગણવેશનાં પીળાં બટન ઝગતાં હતાં,
ને ખાખી રંગોમાં છુપાતાં—
જોવા જુવાનોનાં બદન,
કે રોગનાં ઝેરી દહન,
કૈંક વાત કહી જવા બેફામ એ મથતા હતા!
ને પીળી ભૂરી ભડકતી
વિશ્વાસહીણી આંખમાં,
લાલસાની મૂઢતાવશ મોત જે મોઢે લખ્યાં,
તે વાંચતાં જાણે હતાં!

એ મોત શેનાં? ભાવિનાં?
ના. વારસા આ મોતના ગઈ કાલનાં.

જે દિન પ્રથમ
ઘરમંદિરેથી બરાકોના માર્ગ પર યુવકો ગયા
પાછળ મૂકેલી નાગરિક દુનિયા થકી જુદા થયા,
ભાડુંહીણા સંસારમાં—
અન્ય દેશોના અજાણ્યાં ભાંડુઓનાં ખૂનમાં
વિજય સાર્થકતા તણા
પાઠો શરૂ પઢવા કર્યા,
એ ભિન્નતા સહુ સત્વથી જીવન તણાં–
એનાં અકલ્પ્ય રસાયણોથી મોત જે મોઢે લખ્યાં!

ને જ્યારથી યોજાઇ–
અસમાનતાની યોજના!
જે દિન ચહ્યું એ કે બીજાની મ્હેનતો પર જીવવા,
કોઇકે ચાહ્યું જગતને જાત કાજ ચલાવવા,
લશ્કર ખડાં કરવાં પડયાં!
આ મૃત્યુના અક્ષર હતા
તે દિવસના આલેખિયા
અંતર મહીં,
અંતરતલે, શરીરે, રૂધીરે,
વીર્યના અણુઅણુ વિષે.
ઉદ્દંડ એ ઇચ્છા બલે!—
જે મોત જાતે રોપિયાં તે આજ ખુલ્લાં રૂપમાં,
નાગરિક સંસારમાં અણજાણ શાં,
તોય છૂપી જીંદગીની યાદ શાં!
વર્તમાન તણા પથે
ભૂત રૂપ ધસી રહ્યાં!

ને આજ કરતા કૂચ તે ના જીતવા કે હારવા,
આજ માત્ર બતાવતા
નેપથ્ય જે નરકે ભર્યાં.
સમૃદ્ધિ શ્હેરો ગ્રામની જે પૃથ્વીને મઢતી હસે,
ઝળહળ ઝળકતી છો ઘડી સહુ નેત્રને આંજી રહે,
ઢાંકી નહીં જ શકાય કેમે
દંશ આ ચાંદી સમા જે, સ્વચ્છ આ મોઢે લખ્યા!
એ દર્શનો ના કોઈનાં,
આ આપણી લોહી પિપાસા, વાસનાની મૂર્તિઓ!
સંસ્કારની ભીતર ભરેલા રોગ સૌ.
એણે હણેલી માનવીની આશનાં
પ્રેમ માનવતા તણાં
યુગ છલબલોને ભેદતાં પાછાં ફરી નજરે પડે છે
રાજમાર્ગે ચાલતાં
મોત જો, મોઢે લખ્યાં!

ફેબ્રુ. ૪૨.

# અમે સંસાર ઘેલાં

( ઢાળ : એક બાઉલ ગીતનો. )

અમે સંસાર ઘેલાં રે
અમારાં સુખ દુઃખો ને મમતા માયા—
આંહિ સમાયાં રે ! અમે.

ધરતી કેરા પત્થરી વ્હેરે રે,
વીતક વાતો બોલતી મેળે રે,
અમારા આવતા પ્હેલાં કાળ મધ્યાહ્નનો કૈંક ધગેલા રે ! અમે.

માટી કેરા પ્રેમ પથારા રે,
બંધને કેવાં બાંધતા ન્યારા રે,
અમારા પ્રાણના ક્યારા એજ અજાયબ ધૂળ ભરેલા રે ! અમે.

હૈયે છૂપી પ્રેમની વાતો રે,
કૂહેતી જાગે મેઘલી રાતો રે,
મર્મ ભરેલા કેટલા ભીતર નેહ સીંચેલા રે ! અમે.

ભમે જેમ સૂરજ – ચાંદો
આકાશી વડલે ગાંડો !
અમારો પ્રાણ રમે છે ઠેકઠેકાણે ઓળકોળાંબો રે ! અમે.

દુઃખો જે સાથ સહેલાં,
અહો એ આંસુ પ્યારાં,
સુખોને મુખડે મીઠાં મલકે મોતી પ્રેમ–પનોતાં રે ! અમે.

અમારી માનવી આશા;
સજીશું સુખના વાસા !
જુગોએ જોઈ કયારે આટલી ઊંડી કોઇ પિપાસા રે ! અમો.

આંહિની મ્હોબત,
આંહિની સોબત,
સાંજ સવારની જીવન નોબત, કામની વેળા રે ! અમે.

૨૦-૧-૪૨.

---

## કાલને વિદાય.

(ઢાળ : ખમ્મા વીરાને.-)

કાલને વિદાય મારે આપવી સખિ !
આજ શું લાગી છે મારી પ્રીતરે- -કાલને-
ઘરના શરણગાર તણા આદર્શો થાવું નથી;
તોડવી ગુલામી કેદભીંત રે ! -કાલને-
સાન નહીં, ભાન નહીં, એક વિષય તાન રહી;
મોડું એ તુચ્છ જીવન રીતરે ! -કાલને-
સીતા નહિ, રાધા નહિ, ગાનારી મીરાં નહિ;
મેલું એ નિરાધાર ગીત રે ! -કાલને-
કાન નથી, ગોપી નથી, વિષય મહી મથન નથી;
આતો છે ક્રાન્તિ નવનિત રે ! -કાલને-
સ્ત્રીનાં એ સ્ત્રીત્વ થકી ઊંચું મનુષ્યત્વ છે;
જીવનની એજ એક રીત રે ! -કાલને-

૧૯-૪-૪૦.

અમે જતાં'તાં
ક્યાં? એ ન માલુમ, છતાં જતાં'તાં;
સૂર્યાતપે સ્વચ્છ પડેલ માર્ગે
પતંગ જેવાં સરતાં, સહેલતાં;
અમે બધાં મસ્ત વહ્યે જતાં'તાં
ત્યાં વ્યોમના કોઈક કોટરેથી
આવી અડ્યું અંતર, અંધકારનું—
એકાકી કો' કિરણુ કેમ જાણે—
હું ખિન્ન તેવો થઈ સર્વમાં ગયો!

છતાં જતાં'તાં!
કલ્લોલતાં મુક્ત સુકંઠ ગીતે,
તટદ્રુમોની પથછાય ભેદતાં,
છુટ્ટી ફલાંગે, અતિ મસ્ત ચાલે,
સુષુપ્ત ક્ષેત્રો પર શુષ્કતામાં
ક્ષણેક નાખી દગ, દૂર દૂરના
આસ્માની—ભૂરા ત્રણુ ટેકરામાં
વિશ્રામ કલ્પી, મનને ભુલાવતાં—
સુદીર્ઘ આ પંથની એકરૂપતા
ગાતાં જતાં'તાં.

ગાતાં જતાં'તા—લલકારતાં'તાં
કોલાહલે ઉલ્લસતી યુવાનો,
પ્રસંગ કૈં કૈં પરિહાસપ્રેર્યાં
વા પ્રેમઘેલાં યુગલોની ચાતના—
વા ચુંબનોના, વણુતાં જતાં'તાં
સાથે અમારાં ગુલ શાં શરીરો
યુવાનીના વેગભર્યાં રૂધિરથી
ડોલી રહેતાં; શુચિ શુભ્ર વસ્ત્રો
પતંગરંગે પલકી રહેતાં.
સ્વરૂપથી મસ્ત બની સુજાણતાં
અમે જતાં'તાં હસતાં પ્રકાશ શાં!
પ્રકાશમાં પલ્લવ શી કુમારિકા
અને યુવાનો, ધરતી સુહાવતાં
વનોતણાં બાલતરૂની, બંકિમા—
છટા ધરી ડોલત ડાળીઓ શાં,
એકાબીજામાં અથડાઇ, છુટ્ટાં—
પડી, હસી, આગળ દોડતાં'તાં!
ને માર્ગ ટૂંકો કરતાં જતાં'તાં!

હુંયે સુધાના શ્રમથી રતૂમડાં
એ પદ્મ જેવાં મુખ, શ્યામ આંખમાં
પ્રકાશતી સૂર્યની દીપ્તિ જોતો,
વિમુગ્ધ વાતો બકતો જતો'તો.
—ને લીમડા, પીપળ ને વડોનાં
નમેલ શાખાસહ પર્ણ તોડી
રસ્તા તણી કાંકરીઓ ઉરાડતો
હુંયે જતો'તો.
ભૂલી ગયો'તો ભયનો પ્રસ્પંદ શું?
ભૂલી ગયો ના, પણ ઊર્મિવેગે—

–વહંતે વાતો તણી પુલ્લ પાંખે
ચઢ્યા પછી શું સ્મૃતિ, વિસ્મૃતિ શું?!
થંભી ગયાં'તાં સ્થલકાલ : માત્ર–
અમે હતાં, હાસ્ય વડે ગજાવતાં
દિશાતણાં નીરવ ગવ્હરોને,
ને સૂર્યના સ્તબ્ધ જલોની શૂન્યતા
વિભેદતાં ચંચલ મોજ જેવાં
સેલ્યે જતાં'તાં!

* * *

વસંતના એ દિન સૌ વહી ગયા,
રુધિરના વેગ વિશાંત થૈ ગયા,
–ને વિશ્વયુધે પડઘા જગાડ્યા
ત્યારે ન જાણે સહુ ક્યાં છૂપી ગયાં!
પરંતુ હું છૂપી શકું ન ક્યાંય,
અમંગલોના ઊતરંત ઓળા
એવી મહા, સંસ્કૃતિનાશકાલની
સંધ્યાતણા રક્ત–વ્રણો નિહાળતો
હું આજ એકાકી ઊભો...ઊભો જ હાં!
આજે ન ચાલે પગ પ્રાણહીનના,
કરોડ જુલ્મો શિરપે બન્યા છતાં–
જે વેદનાથીય હલી શકે ના
એવા, યુગોનાં દુઃખ દેખનારા
પૃથ્વી–જડ્યા પત્થર જેમ સ્તબ્ધ હું!

હું સ્તબ્ધ છું : કાર્ય ઉકેલવાની–
મને ન સંજ્ઞા, હથિયારહીન
હું આજ છું પામર દૈન્યજન્ય.

ને જાણતો હું મુજ જેમ સર્વ
પડ્યા પ્રજાજીવનથી વિભિન્ન,
અશક્ત, એકાકી, નિજાર્થ–મૂઢ:
સુધા હશે બે ત્રણ બાલની બા
ને મોટરોની ગલિકૂંચિયોમાં
અદોદરાં, મ્લાન, પૂણી–શરીરને
ટકાવતી ઔષધ, રક્તદાતૃથી;
વિનૂ હશે એન્જિનિયર બની રહ્યો,
સુરક્ષ્ય સંસ્થાવશ નોકરીમાં;
સુકંઠ સૂક્યો અભિજીતનો હશે,
નિશાળના વર્ગમહીં ગવાતાં
બેસૂર કાવ્યો તણી વાચનામાં;
અને હશે શું ન થયું બધાનું?
હા,–કોઈ વેળા મળતાં ત્રિભેટે,
સુખો તણી સંકુલ સૃષ્ટિની સ્મૃતિ
ઘસી ઘસી પત્થરમૂઢ જીવિતે
સુગંધ લેવા મથતા હશે–
અહો!–

એ યાદ ક્યાંથી ભયસ્પંદ કેરી?–
સ્ફુરે ફરી, પૂર્ણ પ્રતીતિ આપતી–
આ ભાવિની, નિક્ષિપ્ત યુવાની,
ઉપેક્ષિતા – સંસ્કૃતિખેડહીણી–
ભાઠા સમી ભગ્ન ધરાની કારમી!

૫–૯–૪૧.

## રાવણહથ્થાવાળો.

અમે આ ધરતી કેરાં બાળ,
અમે તો પત્થરનાં વસનાર,
અમારાં મન મનની મોઝાર
હમેશાં ઝરણાંના ઝંકાર—
—અજાણી આશાને આધાર
અમારો દુનિયામાં અવતાર!

અમે નહિ એક સ્થાન ઠરનાર,
અમારે દિલ આખો સંસાર,
અમારી આંખોને આગાર
ઉઘાડા દુનિયા વ્હેવાર—
—છતાં નહિ જકડાવું જંજાળ
અમે જે માગે તેના યાર!

અમે સહુ સંકટના રમનાર,
અમે ના વિઘ્નોથી ડરનાર,
અમોને બંધન નહિ નડનાર,
અમે જુલ્મોથી ઝૂઝણહાર—
—અમે સહુ અન્યાયોના કાળ
અમે તો મુક્તિ વારસદાર!

જહીં હો ન્યાય તણો પોકાર
અમે ત્યાં ભાન ભુલી લડનાર,

અમે—હો ! પ્રેમ તણા પરિવાર
અમે સુખદુઃખના સાથીદાર—
—અમારો જનમન સાથે પ્યાર
અમારે એજ સુખોનો સાર !

ઓગ. ૪૧.

---

## અમારે ઉંઘવું નથી !

અમારે ઉંઘવું નથી, રે અમારે ઊંઘવું નથી !

દિન ગયા છે દોહ્યલા મારા
સાંજ ઢૂંઢી રહી દુરના આરા
જાગતા જનમસંગી તારા ! અમારે.

રાસના રંગે, તાલ અભંગે,
સૈયરૂંના સુખભીના સંગે,
અંતર આજ ચગ્યું છ ઉમંગે ! અમારે.

"જાગ ! તું !" જોબન લાલ પુકારે,
"જાગ, હો, જાગ, તું !" પ્રાણ પુકારે,
વેળ વીતી જતી વ્યર્થ વિચારે ! અમારે.

ઓગ. ૪૦.

# માઝા મેલી.

માઝા મેલી રે, આજ માઝા મેલી
મારા મનના મ્હેરામણે માઝા મેલી!
માઝા મેલી રે સીમા સંધા ઠેલી
રે શી આ રમણા ખેલી!— મનના.

સૂનાં દિવસ રાત ગર્જન્તો એક વાતઃ
'આવ રે પિયારી ભોસ હૈયાં ભેળી
'ભવની છે ભૂખ મારી, વડવાનલ વ્હાલી!
'જ્વાલામુખી તારા દેવા ઠારી'— મનના.

ધરતી નમેરી! જાણે હોય નહીં બ્હેરી!
સાંભળી અસાંભળી આરત છેલ્લી,
ધારણધેરી એની આંખુંને ઓળખી
જુગના મનાવણાંનો મારગ મેલી— મનના.

કાંઠા કંઠારની મમતા મેલી ને એણે
ધરતી શું ધમસાણ મચવી ઘેલી,
હુલકી, વર્જ્રલેપ હૈયાં શું દાબી
ઊગમણા આથમણા બાહૂ ફેલી— મનના

સૂરજ ચકડોળે એવો સમદર હિલોળે,
અંકાશે કૂદડી લીધી ઝ્હુલી,
પાતાળી પાણી ડોળી ધરતી બંબોબ બોળી—
સીમા નિઃસીમમાં દીધી ઠેલી!
મસ્તાની મ્હોબતે—માઝા મેલી

૨૪–૧૧–૪૧.

# ધૂળ શું મોહ્યું છે મન.

ધૂળમાં પ્રોવાણી મારી આંખડી
ધૂળ શું મોહ્યું છે મન—ધૂળમાં.

કહેતા મેળે નિજ વાતડી
ઝીણા કંકર હજાર,
જુગ જુગ ઊગી જ્યાં આથમ્યા
એવી અપરંપાર! ધૂળમાં.

લખ લખ જીવન આંહી જાગિયાં,
ખડ ને રૂખડા વિશાળ;
કીડી, કણસલાં, પતંગિયાં
જીવના શા પારાવાર! ધૂળમાં.

અહીંથી જાગ્યાં લાખું ફૂલડાં,
લાખું માનવ અમોલ,
ઘડીની વાતું જુગને સોંપતાં,
પળિયાં દિલ શાં અબોલ! ધૂળમાં.

છો ને રે નાની માનવ જિન્દગી,
એનાં સપનાં મહાન,
અધુરાં મૂકી છો ને, એકલાં.
અહિયાં સૂવું સ્મશાન! ધૂળમાં.

આ રે, ધૂળેથી પાછા જાગશે
મરતક—મોંઘા સંસાર,
થાક્યાં, હાર્યાં ને હૈયે પેટશે
એની જોત હઝાર! ધૂળમાં.

૮–૧૨–૪૦.

# શરદ રાત.

બાર બાર માસે આ આવી શરદ રાત.
ભૂલેલાં બાળપણુ લાવી શરદ રાત.

છાની સહિયર સમી આવી શરદ રાત.
મમતા તે મેળે જગાવી શરદ રાત.

આંખોથી આંખને મિલાવી શરદ રાત.
મૂંગી શી ગોઠડી ચલાવી શરદ રાત.

આભેથી આંગળી હલાવી શરદ રાત.
રમવાને આજ લલચાવી શરદ રાત.

જીવતર શું ઝાંખવાને કે'તી શરદ રાત.
અમૃતનાં પારખાં હેતી શરદ રાત.

'જનમોની કેદમાં પડેલી; શરદ રાત!
મારે ન બ્હાર કોઇ બેલી શરદ રાત!'

ઓલું ત્યાં છૂટતી છકેલી શરદ રાત.
લાગી ખેલન અલબેલી. શરદ રાત.

વનવન મેદાન રહી ભેટી શરદ રાત.
દરિયાને ડોળતી હલેતી. શરદ રાત.

અંતરમાં આગ એક મેલી શરદ રાત.
ફરી દુનિયામાં રમવાને ઘેલી શરદ રાત.

બાર બાર માસે આવી શરદ રાત.
કંઇ કંઇ રાતોમાં એક ભાવી શરદ રાત.

૨૪–૩–૪૧.

# તારી વિના.

(ઢાળ : મઢૂલી મનની પેલેતીર)

તારી વિના રે મુંને નો ગમે!
વાલમિયા, મારી આંખડીઓનાં ધામ,
રે ખેતર ના શેઢા,
તારી વિના તે ખાલી ખમ્મ- હાં વાલમિયા મારા.-

ઘડી પળ ઝંખું હું તો,
વાટલડી ભાળું હું તો,
ભવની ભાગોળો સૂમસામ,
રે, અંતરથી આઢ્યા,
-જિવતરના મોહ જી તમામ
રે, વાલમિયા મારા.-

ચાસટિયા ડોલે ઢાલા,
અંતર વલોવે વાલા,
સુખે છોડ્યાં છે દિલનાં ધામ
હે, બેલીડા મારા,
નજરૂં ભટકાતી ઠામોઠામ
રે વાલમિયા મારા!-

રૂવે છે રાત છોરાં,
ભાંભરતા તારાં ઢોરાં,
હૈયે મૂકી છે સંધી હામ
રે, વેરીડા પ્યારા!
ક્યાં છો તું આતમ આરામ
રે વાલમિયા મારા! તારી.-

૨૮-૬-૪૧.

# ધ્રાબા દિયો !

હો, ધ્રાબા દિયો ! આજ ધ્રાબા દિયો !
આજ મ્હેલના મિનાર આભ ઊંચા લીઓ !

આજ ધ્રાબા દિયો, હેઠ ધરબી દિયો ,
હેઠ સુખના સંસાર બધા ધરબી દિયો

આજ ધ્રાબા દિયો
ગોખ લીસો થીઓ
ગોખ રંભા સેઠાણી હારૂં લીસો થિયો
એના વાલમની વાટ જોવા લીસો થિયો
ગોખ લીસો થીયો !

મને માટીડો અધવચ મેલી ગીઓ
અધભૂખ્યાં છોરૂંડાંને છોડી ગીઓ
મારાં જિવતરની મોલાતું ભાંગી ગીઓ
હો ધ્રાબા દીઓ !
ઈ ભંગારૂં ધરબીને ધ્રાબા દીઓ !
હો ધ્રાબા દિયો !

૧૪-૧૦-૪૧.

## રાત

હે— રાત પથરાઈ ઘન
જંપિયાં જલ પવન
તારલા માત્ર ટમકે દિગંતે!

પરણ જંપી ગયાં, પંખી જંપી ગયાં,
જંપિયાં નીર સંસાર કેરાં;
જેમ આરા ઉપર છબછબે પાણી પળ
ઝબકતું માત્ર મન આ અજંપે! —રાત—

હે— રાત પથરાઈ ઘન
જાગતું ત્યાંહિ મન
તારલા જેમ ટમકે દિગંતે!
દુઃખ દળિયાં જગત હૃદયનાં ડૂસકાં
આજ આકાશનો કંઠ રૂંધે,
ક્યાંય આરામ? રે, ક્યાંય આરામ છે?
તિમિર આ મૌનને પ્રશ્ન પૂછે! —રાત—

હે— રાત પથરાઈ ઘન
માત્ર સહતા દહન
તારલા લાખ સળગે દિગંતે!
'જીવન ક્યાં? પ્રેમ ક્યાં? શાંતિ આનંદ ક્યાં?'
માત્ર મડદાંજ નિશ્વાસ મૂકે:
"ઘોર અન્યાય આ, ઘોર અન્યાય આ"
તોય કો' દ્રોહનો શંખ ફૂંકે!—

રાત ધુંધવાઈ વન
સૂચવી દવ ગહન
તારલા રહીરહીને ભભૂકે !

ડીસે. ૪૦.

---

## લૂ વાયે

લૂ વાયે ને કાળજાં કંપે છે,
મારાં દિલને હો, એક વાત ડંખે છે! લૂ વાયે–

ધાર પરદેશી ગાડું ખખ્ખડે છે,
જીરણુ હૈડું આ એમ એમ હબ્બડે છે! લૂ વાયે–

વાટ લીમડીઓ પાંદડાં વેરે છે,
કોઇ એની અકાળ સૂડ ખેરે છે! લૂ વાયે–

મૂંગું મનડું આ, નેણ ભરી નીરખે છે,
દિ' તારા શા પાછલા તબૂકે છે! લૂ વાયે–

બધું ખાલી, સાવ ખાલી ખમ્મ ખોડચું છે,
એક મુરખી કોયલે ગીત છોડચું છે! લૂ વાયે–

૨૯-૧૦-૪૧

## જીવતાં નરકે.

( ઢાળ : રાધાજીની ઊંચી મેડીને નીચા મોલ )

રાજવણ, ઊંચી અટારી કાળા મોલ,
કે, રૂદિયાની રાખું ઉડાડું !
રાજવણ, નીચેરી દુનિયા દોર,
કે, ઢોંગ બધા શેણે ઉઘાડું,
રાજવણ, અજવાળે ટૂંપો ખાધો
કે, મડદાં શેણે જગાડું !
રાજવણ, ગંધાતો મોરીનો કૂવો
કે, ઊંબરે માથું પછાડું !
રાજવણ, ખદખદતી ખાળમાં ઈંખું
કે, દેહથી શેણે ઉખાડું !
રાજવણ, પડખેનું લોક સાવ પીળું
કે, ગળફે ભરિયું ગાડું !
રાજવણ, દારૂ ઓકીને ઘર લીપ્યું,
કે, નાવલાને કીયાં નવાડું ?
રાજવણ, છ છ મૈનાનું ભાડું,
આ દેહથી ક્યારે ફિટાડું !
રાજવણ, ઊંચે છે ફૂલ એક નાનું,
જનમતાં ભૂલ્યું ગાંડું !
કહે મારીને છટકો આપું કે,
જીવતાં નરકે જીવાડું ?

એપ્રીલ ૪૨.

પોઢો બાળુડા જાગવા પાછા,
આડ સંધાં ઉખાડવાં આખાં,
ચાંદનાં અમરત આણવા પ્યારા,
પોઢો બાળુડા, જાગવા પાછા — પોઢો બાળુડા.

૧૯-૯-૪૦

---

## રૂદા મારા!

હે, રૂદા—મારા!
સે'વાશે રે કેમ?
કેમ વિજોગી રાત?
જીવન જીવન સાંધતી તોયે ઘોર વિજોગની રાત.

હે, રૂદા મારા!
સે'વાશે શું પ્રેમ?
પ્રેમની વજ્જર ફાટ?
બરખા બાદલ ભેદતી વસમી વીજ પડી કડડાટ!

હે, રૂદા મારા!
સે'વાશે એ નાર?
નારના મોહ અફાટ?
એક શરીરે કેમ કરી તમે કરશો એ વસવાટ!
હે, રૂદા મારા!

૮ ૫–૪૨.

# મન મૂઢ બની જા!

હે—મન! મારાં મૂઢ બની જા!

બાળપણામાં માવડી મોઢે
અમરાપુરીની સાંભળી વાતું,
સાચકલી એ માનતાં કોડે
બાંધ્યું ભવનું ભાથું. હે.

આજ વિસામાના વડલા પાડી
હાય રે માનવી મલકે શાનું!
તાપ-દાઝી મારી ભોમકા ભાળી
હૈડું રડતું છાનું! હે.

એ અભાગી વાટમારગુ,
સુખનું ધામ રે ક્યાંય આઘું!
પીઠમાં ખંજર ખાઈ દગાનું
અધરસ્તે ગુલ થાવું! હે.

કેવડી હિયાં તાહરી આશા?
દુનિયામાં રચ્યું સુખના વાસા,
સરળ સીધાં જીવન કાજે
કેવડી નિરાશા! હે.

૩-૪-૪૨.

## નવા ઘડવૈયા

ઘડાયા ઘાટ અનેરા ભાઇ!

આકાશે અડતી ફેલાતી
પ્યાસી ધરતી માઈ,
હો કાળી, હો પીળી, રાતી,
અડતી અંતર માંહિ. ઘડાયા.

ભલે પડી એ ગુપચુપ આજે,
નિર્જીવ નિંદર માંહિ;
ધખધખતા જે લાવા ભીતર
ભૂલી કેમ શકાય? ઘડાયા.

ઉઠયા જે તોતીંગ પર્વતો,
ભેદી ઘન વનરાઈ;
કરાલ ખડકો, સ્વચ્છ શિલાઓ,
ચમકે તડકા માંહિ! ઘડાયા.

એ આશા, એ બલ અમ હૈયે,
એજ અડગ અધીરાઇ;
વાવાઝોડાં વમળ લિયે છો,
અણનમ માથું ભાઇ! ઘડાયા.

અમેજ એક રૂપે રેતીકણ,
સપના જેવી કાય;
અમે થરકતી સજીવ માટી પણ
જગજીવન ફલદાઈ! ઘડાયા.

આજ અમારી મધુરી આશા,
પ્રેમળ સ્વર્ણ સગાઇ,

જીવનનો બગીચો – હરિયાળી,
હૈયામાં સંતાઇ ! ઘડાયા.

આજ અમે બસ, કાળમીંઢ શા,
વજ્રલેપ કણુ ભાઈ,
ઝીંકો ઝંઝા, ઝીંકો વીજળી !
જુગ જુગ જખ્મો માંહિ ! ઘડાયા.

૨૯-૧૨-૪૧

---

## શરદને આંગણે

હો જી હો ! હો જી હો !
હો જી આવો શરદને આંગણે,

આંગણુમાં આજ મળ્યા માનવના મેળા,
વેળા મિલાપની અમોલ !
ચાંદનીના ચમકંતા દરિયા હિલોલિયા
છલકી જગકાંઠડે એ છોળ ! હો જી હો !

કોનાં હૈયાંને નથી અડિયા એ વાયરા ?
કોનું ન દિલ ડામાડોળ ?
હૈયે–હૈયાં આજ ચંપાયાં ચોકમાં
ચાંદો બન્યો છે શિરમોર ! હો જી હો !

હૈયે છે ગાન, આજ કંઠે છે તાન, આજ
જાગ્યા જીવન જળ શોર !
આંગણુમાં આજ મળ્યા માનવના મેળા.
વેળા મિલાપની અમોલ ! હો જી હો !

તા. ૧૯–૯–૪૧

## અજાણુ કાજે

એ—ચાલે જાય, ચાલે જાય, ચાલે જાય.

લાલ રંગી માટી કેડા
ભટકે ફાવે ત્યાંય
સોનેરી બિછાયાં ઘાસ
તેમાં ભળી જાય,
ચંચલ સુખોની આશા
આગે ચાલે જાય!
માથે મર્મરન્ત વનો
રિઝાવે રિદાય,
મત્ત બની મારૂં મન
દૂર દોડી જાય. એ ચાલે જાય!

અનંત પદધ્વનિ આ
ઘૂમે વન માંહિ
હજી દૂર, હજી દૂર
જાવું મારે ક્યાંય,
અટકી નહીં શકાય,
એક પછી એક પાય
ઝરણુ તરંગ જેવા
નાચે શિલા માંહિ
પ્રકંપિત પવનો શા
શૃંગોમાં અથડાય. એ ચાલે જાય!

કોણુ ખેંચે ભાઇ?
નિબિડ વનોની માંહિ,

પર્વત કરાડો માંહિ,
કોઇ ખૂણે ક્યાંય
કોણ તને ઓ–રે આજ
બોલાવે છે ભાઇ!
અજાણ આશાને ચાળે
પ્રાણ ચાલે જાય,
પાછળ પ્રણયે મારા
પાય ચાલે જાય. ઓ ચાલે જાય!

અસ્ખલ બજંત તાલ
બાહ્યાંતર માંહિ
પાંખરૂ કહે છેઃ 'ઝાલ–
પળો ચાલી જાય.'
દ્રુમ ડોલી કહે, 'ચાલ!
'ચાલ, રે, જવાન–લાલ!
'પ્રશાંત બિછાવી છાંય
પ્રવાસીને પાય!' ઓ ચાલે જાય!

જેના ઉરે પ્રેમે બેસી
આશાની છેડી 'છ બંસી,
અજાણ કાજે રે જેનાં
મને બધી સાઝા મેલી,
જેની આંખો આગે આખી
દુનિયાની કેડી ખૂલી, જો ચાલે જાય!
ઓ—ચાલે જાય!

૨૩-૧૧-૪૧.

## આ રણવાટ

ચલો જી ભૈયા!
બઢો રિ ભૈયા! આ રણવાટ.

સાંજ ઢળી છે
માર્ગ ભરી ને
અંતર લે આશાની ભઠ્ઠી
આગ ધુમાડે ધુંધવાણી છે.
કદમ કદમ પર એકલતાના
આભ જગાડે
પડઘા કાળા,
દૂર પરંતુ તારા જાગી
ગુપચુપ દેખાડે છે વાટ!
ચલો જી ભૈયા!
બઢો રિ ભૈયા! આ રણવાટ!

૨

આગળ સો સો ગામ સૂતાં છે.
કૈંક કુટુંબો અધભૂખ્યાં છે,
કૈંક રોગદોગે ઝપટયાં છે,
દુબળાં, ફિક્કાં બાળમાત છે,
પુરુષો જુલ્મ તણી ઝડિયોથી
સૂઝ બધી ખોઈ બેઠા છે!
ને જે આજે
ધોઈ શકે ઘા,
રૂઝવી શકે જખ્મો જિવતરના,

જાત ચણે, વેચી ગેહા છે,
મ્હેલમિનારા બાંધી અંદર
જૂઠ તણી દુનિયાના ઊંચા
ગઢ બાંધી ગાગેશ ગાન્યા છે :
સાદા કામગરાં જનનાં મન
ગુચવ્યાં છે કંઈ: ચરસ જ ચન.
પંચ પુજનના મઠ ગાળ્યા છે.
દલાલ થઈને દીનમૂઢના
ગુલામીનાં ખાતર ભર્યાં છે !

3

અરે હતા હાં સોળ જવાનો,
સોળ જુવાનો !
સીમ તણા સ્પષ્ટ દરવાનો,
ધૂળ તણા છૈયા.
ખેલૈયા ઝાડ તણા, નદીનીર તરૈયા.
જીવનજંગ રંગે ઘેરૈયા !
જોતા ચોરાના મુખીઓને
સેજ—સુનારા સૌ સ્વામીઓને
ગોદડુંવાળી આંગણુ-ચુંટના,
મૂછતાવ, હોકા ગડગડતા,
પડ્યા આફરી છો, માતેલા.
જૂઠ દંભને લોભ ભરેલા
કરડા ચ્હેરા !
કહે એમના:—
'ધનના ઢેરા

પાર હોય ના!
ભલે કરે સહુ કાળ-મજૂરી,
નથી લોભને અહીં સબૂરી!'
દૂકાળ સળગ્યા,
મોતે ભરખ્યા,
દીન મૂઢ ખેડૂ-મજુરોએ
રહ્યા સેવવા એ નિઠુરોને!
અમે જોઇ આ રીતો કપટી,
ઊંચનીચની વાત અટપટી,
કલહ મૂળની રીત ખટપટી.

કહી બધી એ ગામલોકને
કોઈ પણ માને નહિ અમને,
'કોણ સાચું કે જૂઠું એની
બાળક ને ગમ હોય નહીં કૈં'
એમ કોઇએ કાન ધરી નહિ
વાત અમારી,
પરંતુ પ્યારી
માતુ અમારી,
ધરતીની હરિયાળી સારી
ખેડ જતન વિણ સૂકે કાળી!
ઘા એ કારી!
બળે, જળે, ચચરે, કહકે,
કોને કહેવું?
ઢોર જેમ શું મૂઢ બની બસ
બાળબુદ્ધિના ગણાઇ રહેવું?

૪

અમે ગયા ગામેશ કને,
હસતાં મોઢે મનવ્યા અમને,
" અમે નથી માલેક આહીંના
'લાડજૂન'નાં ગામે રહેતા
દરિયાપતિના દીન સેવકો
અરજી કરશું બાદશાહને:
'આપો કૈંક સુવારો અમને'
પ્રેમ આપણો, ધર્મ આપણો,
ભાઈ ઊકળી હોર ના બનો!"
અમે બની શરમીંદા વળતા
ઘેર:
અહો પણ ઘેર!
અમે આળ હતા બાર!
કહીં ગયા ચાર?
હાં, વનની રીમડિયોમાં છૂપાં
ઝેરતીરના બન્યા કાળ!

૫

મળ્યા બાર: ના છૂટું પડવું,
મરવું જીવવું સાથજ કરવું,
ધરતીને હરિયાળી કરવા
જન તનમનને જીવન ધરવા
એકજ કામ અહોનિશ કરવું!
પરંતુ ગામે જંગલ જુગના—

હતા  કાયદા !–
ચાર જણાથી વધૂ ટોળકી સાથ હોય ના !
હોયઃ- બંદુકે ફૂંકી દેવા !

અમે રહ્યા દસ ફક્ત !

સીમના જાણકાર સહુ
ઝૂઝણિયાની વાંકી ધારમાં
દયું નખવું છેવટ થાણું !
કંદમૂળ ફળ ટેટા ખાતા,
ગીચ વનોનાં ઝરણાંઓનાં
પાણી પીતા,
ઓચીંતા ઘનરાત જોઇ—
સૂમસામ ગામમાં
ખેડુ, લુહાર, કડિયાનાં ઘર
ખૂંદી વળતા,
ગામધણીનાં કારસ્થાનો
ખુલ્લાં કરતા,
ધરતીનાં ધાવણના હક એ
મનમાં ભરતા.

૬

હતા પરંતુ ગામધણીઓ—
ગંધ ગોતતા કુતરા શા હુશિયાર,
એમના જાસૂસોની જાળ—
પડી'તી ગામગામને બાર :
એક અમારો બહાદુર ઝાલ્યો

દુખિયા—વડ મોઝાર !
વન ફળની જઇ સૂડ એરવી,
ઝરણાંમાં મળ-ધૂળ ભેળવી
અન્નપાણી વિણ કરવા અમને
નિરાધાર કંગાળ ?
ગામલોક પણ જાગ્યા અન્તે :
કહે : 'નહીં' આ મેંઢા પેઠે—
મરવા દેશું !
અમે આવશું બ્હાર ખેતરે,
રખવાળીનાં કંઇક બ્હાને,
અમે આવશું ચડી કોતરે !

જાગ્યા પણ જિરવાય કેમ એ—
વરસોની જે બીક અંતરે—
ગામધણીએ ભરી ભીતરે
અને જુલમની ઝડિયો વરસેઃ—
રખવાળી કરનારા જ્યારે
શેઢો છોડી પાય મૂકતા
તીર આવતાં,
ભોગ લઇ પોતાનો જાતાં !

છતાં આવતા,
ગામ ભેરૂડા,
રાત તણો અંધાર ચીરતા
આવી અચાનક ગુપચુપ વેગે
લાવી રોટલા પાણી દેતા,
ગામ બનાવો કહેતા કયારે,

ક્યારે વળી સંદેશ અમારા,
સંપ કરી સાથે રહેવાનો,
માર પડયે ખામોશ થવાનો;
હજી વધુ બળવાન થવાનો,
લઈ જતા'તા.

૭

એક વેળ કોઈ નહીં મોટું.
દસ દસ દિ' ભૂખ્યા કાઢેલા
વાત કયાંકથી ગામે પ્હોંચી
કુવાડવાના.
બાળ નીકળ્યો, કુમળી વયનો
સીમ ભેદતો,
ગામધણીના કુતરાઓની
ગંધ નજરને ચૂકવી નાનો બાળ નીકળ્યો:
બીક ત્રાસથી મતિ હારેલા,
જીવવા લોભે હીણુ બનેલા,
કોઇ ખૂટલે ફૂંકી માર્યું

"ગયો ટપૂડો"
કાળી રાતની અંધ પછેડી
ઓઢીને સૂતી'તી સીમ,
લાલ મશાલે સળગી ઊઠી
હીરણની કોતરની ટીમ!
પળમાં તો લાગ્યો દાવાનળ,
ભયભીત પશુપંખી કોલાહલ,

ઝૂઝણિયાની ધાર ધ્રૂજતી
ભડકા ઓળા થથરે ભીષણ !
ઉપરના સૂના અંધારે
ફફડીને પાંખો ચમકે ક્ષણ !
લાલ જલે આકાશ દૂરનું,
નીચે ચમકે છે તલવારો,
વચ્ચે કાળું એક પોટકું
ઓચીંતું આકાશ ઊછળ્યું,
તલવારોની તીણી અણિયો
વચ્ચે એ પાછું પછડાતું
અને ઝિલાતું
ચીસ ઘોર એ !
હૈયે હૈયે આગપલીતા ચાંપી દેતી,
રોમ રોમમાં સળગી ઉઠતી,
ચીસ ઘોર એ !
બાળ ટપુની !
ન્યાય માગતી !
થાન ચૂસતું બાળ ઝુટાતાં, અંતરના સહુબંધ તૂટતાં
ધરતીની વિક્રાળ ચીસ એ,
તારાઓ થથરાવી, હૈયે રોષકોપના એક સામટા
ધરાકંપની.
"તોડો" કહેતી
ચીસ ઘોર એ !

* * *

પણ નહિ એવાં જોર આપણાં !

આજ વેર સૌ શમવી દેવાં!
આંસુ આંખમાં રોકી દેવાં.
આજ જરા જો મળે ઇસારો,
ગામલોકને રહેશે ના અમ
હાડચામને જોવાવારો!

વેર ઝેરથી બધા કોપથી
એક ઊંચે છે ન્યાય તિખારો!
એહ બુઝાવા કોઈ રીતથી
કદી ન દેવો ઠાલો!
ઠાલો પણ ના ભોગ ટપૂનો:
ગામ ગામ સહુ એજ રાતથી
જાગી ઉઠતાં જૂદી ભાતથી
બાળફૂલની હત્યા કાળી
કોણ એવું જે સાંખી રહે રે!
કોણ એવું દિલ પ્રેમવિહોણું?
સ્વજન વિહોણું?
હતભાગી રે, કોણ એહવું
જુલ્મતણાં હિચકારાં કામે
બંડ જગાવી નથી ઉઠતું?!
નોય એવું રે, માણસ કોઈ
ઉકળી ઉઠતું ના જ્યાં લોહી
જાગે ના જેને દિલ બમણી
આગ ન્યાય તણી!
ન્યાય તણી એ આગ સાખ છે,
શપથ સાથ લીધા લડવાને,
એજ રાત રે!

૮

આજ રાતના મ્હેફિલ જામી,
દરિયાપતિની જન્મગાંઠની થશે ઉજાણી!
મુજરા, નાચ, દારૂ, મતવાલા
ગામધણી ને દરિયાપતિ એ
આજ રાત જેવી અણજાણી!

અમે હતા નવ ૨૨૦
સોળ માંહ્યલા બાકીના નવ!
આજ વિપ્લવી ચેતવવા દવ!
હતા નીકળ્યા,
હતા નાનડા,
દરિયાપતિના લોઢાના ગઢ
માંહિ બેસીને તીર છોડતા
બંદૂકોથી ધાણી ફોડતા
જાસૂસોને પસાયતાઓ?
અને અમે નવ!

છતાં આજ આ એકજ ટાણું ૨૩
મરવા, જીવવા, લોક જગવવા.
છેલ્લું રે, આ માતુ–માગણું!

અહો મુગતિની વાંછા કૈં કૈં
પ્રજાપ્રજાની ધૂળ મળી ગૈ!
બીક એક મિથ્યા જાવાની
વળગી અંતરમાં છો ને રહી,
આશ આપણી, ધરતી આપણી,

ન્યાય તણી રે પ્યાસ આપણી,
આજ ત્રાટકી મ્હેફિલ માથે
ન્યાય અને બદલા લેવાની,
રાત આપણી!
વાટ આપણી!
હઝાર વર્ષે સ્વતંત્રતાની
શહીદ તણી રે!
અણબૂઝી જે મશાલ રહેતી,
જુગજુગના અંધારકાળમાં
જ્યોત અમર એ રહી ઝળકતી!
રહો ઝળકતી!
ચલો જી, ભૈયા!
બઢો રિ, ભૈયા! આ રણવાટ!

૧૦/૧૫ સપ્ટેંબર ૪૧.

## કોલસાની ખાણમાં

(ઢાળઃ મા, જસોમતિ! હવે...)

રે–હો, મા! પેટાળે પાછાં પરવેશિયાં
આજ અમે જોઈ અગોચરી મૈયા! મા.

હરિયાળાં ખેતરોએ મોઢાં મચકોડિયાં
ધાવણની સેર જોઇ આવ્યા! મા.

આ રે અંધાર કુવે સત શાં બાકી રિયાં
સીતાનાં મન કાં મોહ્યાં? મા.

અમારી સો સો સીતાનાં જિવતર
તારાં આ પેટમાં સમાયાં! મા.

ના રે તું માવડી, કો'ની ગુલામડી
ધાવણનાં દામ દિયે છૈયાં! મા.

છાતી ઉપર તારી હાટું આ માંડિયાં
વેંચે છે દૂધ લૈ દનૈયાં મા.

ઓ રે, જિવતરની વેઠ આવી ઉતારમાં!
થઇ જા, કરાલકાલી મૈયા! મા.

અણસરખી દુનિયાના દખિયા ગુલામના
ભરખી જા, માલિકો–કુછૈયા! મા.

૨–૮–૪૨.

# અમૃત આકાશ

( ઢાળ: કાઠીઆણી કડ પાતળી... )

અમરત આકાશ મારાં અંતરે!
સૂર્યે સુખ આજનાં ઉગાડ્યાં હો, વાલમા! અમરત.

જાગ્યાં જંપેલ જળ, જાગ્યા પવનજી,
જાગ્યાં અઘોરઘોર વંન હો, વાલમા! અમરત,

ફૂણેરાં કુંપળો ઉઘડે ગગનજી
ઊડે પતંગ પચરંગ હો, વાલમા! અમરત.

જાગ્યાં અધીર કંઠ પંખીનાં વૃંદ જી,
છેડ્યા છે, આવનાર છંદ હો, વાલમા! અમરત.

જાગ્યાં હો, જનમંન, જાગ્યાં જીવન જી,
જાગ્યા જગત લોકસંઘ હો, વાલમા! અમરત.

નમણી સવાર મારાં નયણે જો, જાગતી,
ભરિયાં જી રૂપ એ પ્રસન્ન હો, વાલમા! અમરત.

આજે રે ક્યાંક કૈંક જાગે છે પ્રાણમાં!
ભમતી જી પ્રેમની સુગંધ હો, વાલમા! અમરત.

૧૯૪૧.

## બેનને

(ઢાળ: મુખ હરિ બોલો...ને મળતો)

જનમ નવો લેવા દે!
ફરી નાનકડો બાળ મને બનવા દે!
ખુન મોરી વાયડી!
મને એકવાર હાથ તું આવવા દે
કે, તને પજવી ને ખીજમાં રડાવવા દે! જનમ.

તું ઊભી જ્યાં ચાંદ સામું ભાળી,
તારી લટમેં ચાબુક જેમ ફટકારી,
પછી બીડી ને બારણાંબારી!
ગુમ મને થાવા દે! જનમ.

વળી દોડી જાતી હો દડો લેવા,
પગ વચ્ચે નાખીને પાડી દેવા,
તારાં ગુસ્સાં આંસુની લ્હાણુ લેવા
તોફાન મને કરવા દે! જનમ.

તને વાગે તો વાગવા દે, એવાં
મને દીધાં છે કૈંક તેંય ઠેબાં!
હવે બદલા લેવાય નથી દેવા?
એ વેર બધાં વાળવા દે! જનમ.

તારાં આંસુની સેર હજી આંખે
હજી ઊંધે તું હિબકાં નાખે!
નહીં ભૂલ રે કબૂલ કરું આજે
નિઠુર મને બનવા દે! જનમ.

તું સીંકેથી માટલી ઉતારે,
અંદો છીંડેથી ખૂમ એક મારે,
રહે છાસેથી નાહી તું એ વારે!
કે મંત ભર નાચવા દે! જનમ.

ભલે લાગું ન કાંઇ વધુ મોટો,
તને આભે ઉલાળું કરી ગેટો,
તારી ચીસોને ક્યાંય નહીં જોટો!
એ ખૂસરાણ કરવા દે! જનમ.

કરૂં શું, શું કરૂં ન વારવારે,
તું સાસરિયે જાય વહી ત્યારે,
તું ભૂલે ન કાંઇ કોઇ કાળે!
તારીજ રીત રમવા દે! જનમ.

૪-૭-૪૨.

# એક ડોસીની આગસવાણી

(ઢાળ: નાગરવેલીઓ રોપાવ... )

લીલી લીમડિયો લે'રાય
મારાં આંગણામાં બાઈ!

લીલી લીમડિયો લે'રાય
ફળિયું કોલેથી છવરાય,
આગમ અંતરમાં પથરાય મારાં.

કોયલ કે'તી શોરે
કે, 'કોણ હશે ત્યાં પોરે!'
કોની લાશો આ પથરાય? મારાં.

વરસો જેવાં વીત્યાં,
એના દાવાનળ ના જિત્યા
જો, ભડકા એના ધાય મારાં.

આજે કોઇક ગામે,
કાલે દેખું ઠામે ઠામે
પડતા ધણીઓ, બાળક, ભાઈ મારાં.

દિન દિન ચાલી આવે
સેના, હૈયાં ધ્રૂકડી આવે!
એના પગરવ જો, રતાય મારાં.

મા, ધરતીને ખોળે,
ઓરે, ભાઇ ભાઇને રોળે!
નદીઓ લોહીની જો, જાય મારાં.

લીલી લીમડિયો લે'રાય
ફળિયાં ફોલેથી છવરાય
ગયાં ક્યાં માણસ સહુ છૂપાઈ મારાં.

૧–૮–૪૧.

---

## છેલ્લા સલામો !

ઊઠયાં સમંદરી તુફાનો
હો, ખારવા ! ભોમકાને છેલ્લા સલામો !

જ્યારે ફેરવ આંખ, પાણીને પાર નથી,
આઘો છો ને તું ઝાંખ ધરતીને ધાર નથી,
ઉમટયાં પતાળનાં ઉંડાણો ! — હો.

સડસડતા શઢ, ભેરૂ, કૂવા કડાકતા,
દખણાદા દાબથી હુરકાટા ઊઠતા !
છૂટયો મરત મસ્તાનો !— હો.

આ રે અફર મોજ ભીતરથી ઊઠતા,
ગાંડા અવધૂત જોગ–જોગંદર ભેટતા !
ગેબે ગરજે છે ઘોર ગાનો ! — હો.

વાદળ અસુરરૂપ સેના ફેલાવતાં
ઉમળ્યાં અજાણ, આભ દિનદિનથી દાબતાં,
સૂરજનો દીપ કીધો રાણો ! — હો.

આખાં અસીમને આડેથી આવર્યાં,
દિશ દિશના દૂરના છેડા ધોવાઈ રહ્યા !
છૂટે ત્યાં છૂટવા દો વ્હાણો !— હો.

૪–૮–૪૨.

# રંગરૂટ રંગીલો

અમે જોયો જુવાન એક જાતો કે, રંગરૂટ રંગીલો
એણે બબ્બે મહીને ભાત ખાધો કે, રંગરૂટ રંગીલો

એની પાંસળીએ પાંસળી ગણી લો કે, રંગરૂટ રંગીલો
એ તો ચાલે છે કેડથી વાંકો કે, રંગરૂટ રંગીલો

એની આંખોમાં ઊતર્યાં દુકાળો કે, રંગરૂટ રંગીલો
એનાં છૈયાં ને સાંચવે છે કાકો કે, રંગરૂટ રંગીલો

એણે કીધી મે'નત રાતદાડો કે, રંગરૂટ રંગીલો
તોય ઉતર્યો ન વ્યાજિયાનો દાપો કે, રંગરૂટ રંગીલો

એણે લીધો લશ્કરનો કેડો કે, રંગરૂટ રંગીલો
એને પૂછનાર કોઇ નથી દીઠો કે, રંગરૂટ રંગીલો

એને મારે હમેશ માડીજાયો કે, રંગરૂટ રંગીલો
દેશનેતા તો લીએ નહીં છાંયો કે, રંગરૂટ રંગીલો

એને મરવું છેઃ દેશ કે પરાયો કે, રંગરૂટ રંગીલો
આ રે સૂક્યો અકાળ ફૂલક્યારો કે, રંગરૂટ રંગીલો.

૬-૮-૪૨.

# જુદ્ધરાત

આ જુદ્ધ રાત, જો, ચડી છ માથે,
પ્રસરે ઘન અંધાર,
આ રુદ્ર રાત, ઓ, ઉર મોઝારે
અડતા પ્રલય જુવાળ!

ઓ, વિશ્વ પ્રેમની આશા!
ઓ, સહુ જન મંગલકારી
—યુગોની માનવ પ્રાણ પિપાસા!

આ ક્રોડ ક્રોડ સંસારયાત્રીઓ
મૃદુ શિશુઓના બાપ,
સંસારસીમ આવરતા નિર્જીવ
આશાહીન અમાપ!

આ જગ-રૂધારની ભૂખ ભયંકર
ક્યાંથી કાં રે જાગી?
આ નિર્દય પશુથી નીચ ક્રૂરતા
આજ નાચતી નાગી!

આ બઢે રાત, જો ડુબતા છેલ્લા
આશાનાય તિખારા!
શુભ ભસ્મસાત! સુખહીન ભાવિના
ઉમટે ઓળા કાળા!

અહીં કોણુ જીવશે? જે જીતશે
જુધ્ધ જગાવણુહાર,
ફરી દંભ તણા સંસાર માંડશે
જનકૂલ સંહરનાર?

એ કહે આશ!
અમ હૃદય ભીતરે રહેતી નિરંતર
જીવન કાજ મમતા પ્રેરંતી
એ, જનમન મંગલકારી ઝંખના!

એ, જુગ-પિપાસુ માનવ આત્માની
અંતિમ જીવનઆશ!

આ મહારાત, આ પ્રાણ ભીંસતા
દુરિતના ઓથાર!
શું રક્ત રક્તથી ધોશે તારા
મંગલતા અંબાર?

૩૧-૭-૪૨.

# સીમાડાનો સંત્રી.

અજાણી ભોમકા સૂની
માથે લાલ સાંજ ઝઝૂમી,
આઘે આઘે ધાર કઢંગી
ત્યાંથી આવે રાત વછૂટી !

આવી વાત કાલની એવી:
જાપાની જામતા બીજે.,
ગયા બધા ભાઈઓ નીચે;
રખોપાને નિંદરા કેવી ?

આસામી ઝાડીઓમાંથી
કોહાતાં પાંદડાંમાંથી
મને લાગે મોત ગંધાતું
રોજેરોજ ફેલ્લું ભાથું !

કહિં કહિં ગેબને ભેદી,
બલુનો બોલતાં જેદી:
જાગે જૂની જાતના પેલી,
રોમે રોમ વાસના છેલ્લી !

થયા અહો, માસ બે પુરા
ભાગ્યા જ્યારે ભીંસથી બૂરા,
બર્મીનાં વાસવનોમાં
થયા અમે કેટલા ચૂરા ?

મશીનોની ગોળીઓ છૂટે,
ધાણી જેમ માણસો ફૂટે;

ભેરૂઓને મરતા મુકી
અમે લીધી દિમને જૂદી !

હવે તો આજ સ્મશાનો,
ખાવાં નથી ઘરનાં ધાનો,
હવે નથી નાસવું ભયા !
લાજે મોરી ભારતી મૈયા !

છતાંયે હૂકમો હોશે
અમારે ભાગવું જોશે,
અમારાં લોહીનાં ટીપાં
માગે ત્યારે આપવાં ધીમાં !

ઓ રે, આ તે વાત છે કેવી ?
અમારી વીરતા કેવી ?
સેનાઓ પૂતળી જેવી,
ગમે ત્યારે મરવા દેવી !

અમારી વેદના આ છે:
અમારી માવડી કાજે,
અમારી પાછળે સૂતાં
કરોડો ભાંડુઓ કાજે,

અમારે લડવું સાચા,
અમારે મરવું સાચા,
અમારાં લોહીનાં ટીપાં
સહાતાં ના જાય નકામાં !

ઓ રે મારી જનમભૂમિ
માથે કાળી રાત ઝઝૂમી !
ગયા મારા કેટલા ભૈયા ?
મ્હોંઘાં બલિદાન એ મૈયા ?

આંખો મારી ખેંચતો આધે !
નથી કાંઇ પાછળ આગે,
સહોદર આંખોમાંયે
અહોરાત લડતા લાગે !

ભેરી જાપાનની વાગે,
બલૂનો ગાજવા લાગે:
રખોપાના પ્રાણના છેલ્લા
નિસાસા કોઇને દાગે ?

૧–૮–૪૨.

# ભેરુને

(માઢ)

હે ભેરૂડા જી!
તારે તે સંગાથે જિવતર મીઠડાં.
હૈયાના હેરૂ!
આંખુંને અણસારે દિલડાં ડોલતાં!

ધખતી ધોમમાં ધોળી રેતી,
ડામ હયામાં દાગતી જી;
ભટકે વાટું ભૂલ–ભુલામણી,
પગસંચારે પરખ્યોજી! હે ભેરૂડા!

ગેબમાં ગોરજ ગોરંભી'તી,
દિલમાં ડૂમા દાબ્યા જી
ડાંગ પછાડી ઉલળ્યો તાણેં:
રાતું આપણી સાટું જી! હે ભેરૂડા!

રાત રખોપામાં જાગતાં જાતી,
નવલખ નેણાં નીતરે જી
પરોઢની દૂધ–આંખ ઉઘડતાં,
આંખ તારી અથડાણી જી! હે ભેરૂડા!

કોણ જાણે રે, કોણ નાણે રે
હસવું તારૂં ઠાલું જી?
રાતને દિં ને સાધતું તારૂં
દોસ્તીનું દિલ દાપું જી! હે ભેરૂડા!

વેળ પડી'તી વાસ્રપવોગણી,
ભવની ડામણ લાગી છ;
હિલડું કરતું મોત શું ગોણી,
જાવું ભાગી-ભાગી છ! હે બેરૂડા!

'છેહ ન દેજે મનખાને' કહી,
અધવચે તું ઊભિયો છ,
આંખમાં આંસુ ભાળતાં તારાં,
જાગિયો તું ભય ભાગિયો છ! હે બેરૂડા!

આજ જાણે તું એકમાં ઊભો,
કાલ બીજામાં ટોકતો છ;
જડ ચેતનને મોઢેં મોઢેં
મુંને તું હંસાવતો છ! હે બેરૂડા!

૧૬૮૩

૬-૧૦-૪૧.